ગૂજરાત વિદ્યાપીઠ પુસ્તક ૩૨ મું

# કરંડિયો

યોજક:
નરહરિ દ્વારકાદાસ પરીખ



ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ.

કિંમત રૂ. ૦–૧૦–૦ સં. ૧૯૮૪

# પ્રસ્તાવના

પાઠસંચય ભાગ ૧ લાની બધી નકલો ખપી ગઇ છે તે ફરી છપાવતાં તેમાં ઘણા ફેરફારો કરવાની જરૂર જણાઇ છે. તેમાંના ઘણા પાઠો કાઢી નાંખ્યા છે અને બીજા નવા જ ઉમેર્યા છે. એટલે તેનું સ્વરૂપ લગભગ આખું બદલાઈ ગયું છે અને તેથી તેનું નામ પણ બદલી નાંખ્યું છે. 'કરંડિયા' માં ભરેલાં ફળ વિદ્યાર્થીઓને તથા અન્ય વાચકોને ભાવશે એવી આશા છે. સાથે શ્રી. કાકા સાહેબ કાલેલકરની 'બે કેરી' પણ મૂકી છે, જે બાળકોના ઉત્સવમાં કામ આવે એવી છે.

ન૦ દ્વા૦ પ૦

# અનુક્રમણિકા


પૃષ્ઠ

૧. સત્ય એ જ પરમેશ્વર . . . . . ૧
૨. ચોરી અને પ્રાયશ્ચિત્ત . . . . . ૩
૩. રાષ્ટ્રધ્વજ . . . . . . ૮
૪. ગુરુભક્તિ . . . . . . . ૧૩
૫. હરણાનું સ્મરણ . . . . . . ૧૬
૬. મિલની મજૂરણ . . . . . . ૨૦
૭. મુક્તિનો ઇતિહાસ . . . . . ૨૪
૮. ગુરુઘરનો અનુભવ . . . . . . ૩૨
૯. બ્રાહ્મણીનો બાળક . . . . . ૩૫
૧૦. ધ્રુવ . . . . . . . ૪૬
૧૧. યોસ્કુરા . . . . . . . ૫૫
૧૨. સ્ટીમર . . . . . . . ૬૧
૧૩. ગોકર્ણની યાત્રા . . . . . . ૭૧

જાય છે. આ જ કારણથી આપણે જગતમાં અસત્યનો વધારો જોયાં કરીએ છીએ.

તેથી વિદ્યાર્થીજીવનમાં ઊંચામાં ઊંચો પાઠ એ છે કે સત્ય શોધવું ને તે પ્રમાણે આચરવું.

એ મારગ શૂરાનો કહ્યો છે, કેમકે હિમાલય ચડવામાં જેટલા પરાક્રમની જરૂર છે તેના કરતાં સત્યની ઊભી સીડીએ ચડવામાં વધારે પરાક્રમની આવશ્યકતા છે. એટલે જો આપણે આ જગતમાં કંઈ પણ પુરુષાર્થ કરવો હોય, જગતની સેવા કરવી હોય તો સત્યને પ્રથમ પદ આપો. તેને વિષે અચલિત શ્રદ્ધા રાખી આગળ વધ્યે જાઓ. સત્ય એ જ પરમેશ્વર છે.

ગાંધીજી

## ૨

# ચોરી અને પ્રાયશ્ચિત્ત

મારા એક સગાની સાથે મને બીડી પીવાનો શોખ થયો. અમારી પાસે પૈસા ન મળે. બીડી પીવામાં કંઈ ફાયદો છે અગર તો તેની ગંધમાં મજા છે એવું તો અમ બેમાંથી એકેને નહોતું લાગ્યું, પણ કેવળ ધૂમાડો કાઢવામાં જ કંઇક રસ છે એવું લાગેલું. મારા કાકાને બીડી પીવાની ટેવ હતી, ને તેમને તથા બીજાને ધૂમાડા કાઢતા જોઇ અમને પણ ફૂંકવાની ઇચ્છા થઈ. પૈસા તો ગાંઠે ન મળે એટલે કાકા બીડીનાં ઠૂંઠાં ફેંકી દે તે ચોરવાનું અમે શરૂ કર્યું.

પણ ઠૂંઠાં કંઇ હરવખતે મળી ન શકે, અને તેમાંથી બહુ ધૂમાડાયે ન નીકળે. એટલે ચાકરની ગાંઠે બેચાર દોકડા હોય તેમાંથી વચ્ચે વચ્ચે એકાદ ચોરવાની ટેવ પાડી ને અમે બીડી ખરીદતા થયા,

પણ એને સંઘરવી ક્યાં એ સવાલ થઇ પડ્યો. વડીલોના દેખતાં તો બીડી પીવાય જ નહિ એ ખબર હતી. જેમતેમ કરી બેચાર દોકડા ચોરીને થોડાં અઠવાડિયાં ચલાવ્યું. દરમ્યાન સાંભળ્યું કે એક જાતના છોડ (તેનું નામ તો ભૂલી ગયો છું) થાય છે તેની ડાંખળી બીડીની જેમ સળગે છે, ને તે પી શકાય. અમે તે મેળવીને ફૂંકતા થયા!

પણ અમને સંતોષ ન થયો. અમારી પરાધીનતા અમને સાલવા લાગી. વડીલોની આજ્ઞા વિના કંઈ જ ન થાય એ દુઃખ થઈ પડ્યું. અમે કંટાળ્યા ને અમે તો આપઘાત કરવાનો નિશ્ચય કર્યો!

પણ આપઘાત કઈ રીતે કરવો? ઝેર કોણ આપે? અમે સાંભળ્યું કે ધતુરાના ડોડવાનાં બી ખાઇએ તો મૃત્યુ નીપજે. અમે વગડામાં જઇ તે મેળવી આવ્યા. સંધ્યાનો સમય શોધ્યો. કેદારજીને મંદિરે દીપમાળમાં ઘી ચડાવ્યું, દર્શન કર્યાં ને એકાંત શોધી. પણ ઝેર ખાવાની હિમ્મત ન ચાલે. તરત મૃત્યુ નહિ થાય તો? મરીને શો લાભ? પરાધીનતા કાં ન ભોગવી છૂટવું? છતાં બેચાર બી ખાધાં. બીજાં ખાવાની હિમ્મત જ ન ચાલી. બન્ને મોતથી ડર્યા અને રામજીને મંદિર જઈ દર્શન કરી શાંત થઈ જવું ને આપઘાતની વાત ભૂલી જવી એવો ઠરાવ કર્યો.

હું સમજ્યો કે આપઘાતનો વિચાર કરવો સહેલો છે, આપઘાત કરવી સહેલ નથી. આથી જ્યારે કોઈ આપઘાત કરવાની ધમકી આપે છે ત્યારે તેની મારા ઉપર બહુ ઓછી અસર થાય છે, અથવા મુદ્દલ થતી જ નથી એમ કહું તો ચાલે.

આ આપઘાતના વિચારનું એક પરિણામ એ આવ્યું કે અમે બન્ને એઠી બીડી ચોરીને પીવાની તેમ જ નોકરના દોકડા ચોરવાની ને તેમાંથી બીડી લઈ ફૂંકવાની ટેવ ભૂલી જ ગયા. મોટપણે બીડી પીવાની ઇચ્છા જ મને કદી નથી થઈ, અને એ ટેવ જંગલી, ગંદી ને હાનિકારક છે એમ મેં સદાય માન્યું છે. બીડીનો આટલો જબરજસ્ત શોખ દુનિયામાં કેમ છે એ સમજવાની શક્તિ હું કદી મેળવી શક્યો નથી. જે આગગાડીના ડબામાં ઘણી બીડી ફૂંકાતી હોય ત્યાં બેસવું મને ભારે થઈ પડે છે ને તેના ધૂમાડાથી હું ગૂંગળાઈ જાઉં છું.

બીડીઓનાં ઠૂંઠાં ચોરવાં ને તેને અંગે ચાકરના દોકડા ચોરવા એ દોષના કરતાં બીજો એક ચોરીનો દોષ જે મારાથી થયો તેને હું વધારે ગંભીર ગણું છું. બીડીનો દોષ થયો ત્યારે ઉમ્મર બાર તેર વર્ષની હશે; કદાચ તેથીયે ઓછી. બીજી ચોરી વેળાએ ઉમ્મર પંદર વર્ષની હશે. આ ચોરી મારા માંસાહારી ભાઈના સોનાના કડાના કકડાની હતી. તેમણે નાનું

સરખું એટલે પચીસેક રૂપિયાનું કરજ કર્યું હતું. એ કેમ પતાવવું એનો અમે બન્ને ભાઈ વિચાર કરતા હતા. મારા ભાઈને હાથે સોનાનું નક્કર કડું હતું. તેમાંથી એક તોલો સોનું કાપવું મુશ્કેલ નહોતું.

કડું કપાયું. કરજ ફીટયું. પણ મારે સારૂ આ વાત અસહ્ય થઈ પડી. હ: પછી ચોરી ન જ કરવાનો મેં નિશ્ચય કર્યો. પિતાજીની પાસે કબૂલ પણ કરી દેવું જોઇએ એમ લાગ્યું. જીભ તો ન ઉપડે. પિતાજી પોતે મને મારશે એવો ભય તો નહોતો જ. તેમણે કોઈ દિવસ અમને એકે ભાઈને તાડન કર્યું હોય એવું મને સ્મરણ નથી. પણ પોતે દુઃખી થશે, કદાચ માથું ફૂટશે તો? એ જોખમ ખેડીને પણ દોષ કબૂલ કરવો જ જોઇએ, તે વિના શુદ્ધિ ન થાય, એમ લાગ્યું.

છેવટે ચિઠ્ઠી લખીને દોષ કબૂલ કરવો અને માફી માગવી એવો મેં ઠરાવ કર્યો. મેં ચિઠ્ઠી લખીને હાથોહાથ આપી. ચિઠ્ઠીમાં બધો દોષ કબૂલ કર્યો ને સજા માગી, પોતે પોતાની ઉપર દુઃખ ન વહોરી લે એવી આજીજીપૂર્વક વિનંતી કરી, અને ભવિષ્યમાં ફરી એવો દોષ ન કરવાની પ્રતિજ્ઞા કરી.

મેં ધ્રૂજતે હાથે આ ચિઠ્ઠી પિતાજીના હાથમાં મૂકી. હું તેમની પાટની સામે બેઠો. આ વેળા તેમને

ભગંદરનું દરદ તો હતું જ. તેથી તેઓ ખાટલાવશ હતા. ખાટલાને બદલે લાકડાની પાટ વાપરતા.

તેમણે ચિઠ્ઠી વાંચી. આંખમાંથી મોતીનાં બિન્દુ ટપક્યાં. ચિઠ્ઠી ભીંજાઇ. તેમણે ક્ષણવાર આંખ મીંચી, ચિઠ્ઠી ફાડી નાંખી, ને પોતે વાંચવા સારૂ બેઠા થયા હતા તે પાછા સૂતા.

હું પણ રડ્યો. પિતાજીનું દુઃખ સમજી શક્યો. હું ચિતારો હોઉં તો એ ચિત્ર આજે સંપૂર્ણતાએ આળેખી શકું; એટલું તે આજે પણ મારી આંખ સામે તરી રહ્યું છે.

એ મોતીબિન્દુના પ્રેમબાણે મને વીંધ્યો. હું શુદ્ધ થયો. એ પ્રેમ તો જેણે અનુભવ્યો હોય તે જ જાણે:

રામબાણ વાગ્યાં રે હોય તે જાણે

મારે સારૂ આ અહિંસાનો પદાર્થપાઠ હતો. તે વેળા તો મેં તેમાં પિતાપ્રેમ ઉપરાંત બીજું ન જોયું, પણ આજે હું એને શુદ્ધ અહિંસાને નામે ઓળખી શકું છું. આવી અહિંસા જ્યારે વ્યાપક સ્વરૂપ પકડે ત્યારે તે પોતાના સ્પર્શથી કોને અલિપ્ત રાખે? એવી વ્યાપક અહિંસાની શક્તિનું માપ કાઢવું અશક્ય છે.

ગાંધીજી

૩

## રાષ્ટ્રધ્વજ

જેમ શરીર અને નાક, તેમ રાષ્ટ્ર અને ધ્વજ. એક શીખ વીરને મોગલ બાદશાહે કેદ કરીને કહ્યું કે તારા માથાના વાળ મને કાપી આપ. બહાદુર શીખે જવાબમાં પોતાનું માથું કાપી આપ્યું.

દરેક રાષ્ટ્ર પોતાના સ્વભાવ પ્રમાણે, પોતાના આદર્શ પ્રમાણે પોતાનું નિશાન નક્કી કરે છે! છેક પૂર્વ તરફ વસનાર જાપાને પોતાની રાષ્ટ્રીય ધજા પર પ્રભાતના સૂરજ ચિતર્યો છે. પ્રભાતરવિ યૌવનનો અને પરાક્રમનો દ્યોતક છે. જાપાન એશિયાનું અગ્રેસર થવા માગે છે એ ભાવ પણ એ બાલસવિતાના ચિત્રમાં આવી જાય છે.

વિજયી રોમન લોકોએ પોતાની ધજા ઉપર ગરુડ બેસાડ્યો હતો. ગરુડ પક્ષીઓનો રાજા છે. તે

આકાશમાં ઊડતાં થાકતો નથી. રોમન લોકો સામ્રાજ્યવાદી હતા. તેથી જ તેમણે ગરુડ પસંદ કર્યો હતો. અંગ્રેજ લોકોએ ઇંગ્લંડ, સ્કૉટલંડ અને આયર્લંડ—ત્રણેની એકતા સૂચવનાર 'યુનિયન જૅક' તૈયાર કર્યો છે, અને તેના ઉપર સિંહ બેસાડયો છે. સિંહ પશુનો રાજા થઈ આખા વનને ડરાવે તેમ તે પણ ડરાવે.

દરેક દેશ પોતાનું પ્રાબલ્ય આવી રીતે પ્રગટ કરે છે. પણ કોઇને એમ નથી સૂઝતું કે પશુપક્ષીના આદર્શ દૃષ્ટિ આગળ રાખવામાં માણસની કંઈ પ્રતિષ્ઠા નથી. આપણે ઈશ્વરનાં બાળક એમ મોઢેથી કહેનારા, અને સિંહ કે ગરુડનું અનુકરણ કરીશું એવી ટેક બતાવનારા બાપડાઓના ધ્યાનમાં નથી આવતું કે આમાં કેટલો વિરોધ રહેલો છે.

આપણી ધજા ઉપર રેંટિયો છે. રેંટિયો શું સૂચવે છે? મનુષ્યની બુદ્ધિ, શક્તિ, કળા. રૂમાંથી સૂતર પેદા કરવું અને તેનાં કપડાં બનાવી પોતાની લાજ ઢાંકવી એ સભ્યતાનું પહેલું અને મોટામાં મોટું પગલું છે. રેંટિયો ઘેરઘેર ચાલતા ઉદ્યોગનું નિશાન છે. રેંટિયો કહે છે કે હું જ્યાં હોઉં ત્યાં કોઇને મરવા નહિ દઉં, અને મારવા પણ નહિ દઉં. રેંટિયો કહે છે કે તવંગર ને ગરીબ બન્નેના હાથમાં હું છું. જ્યાં મારું ધર્મચક્ર ચાલે છે ત્યાં જોહુકમી અને

ભૂખમરો બન્નેનો નાશ છે. રેંટિયો સૂચવે છે કે રાષ્ટ્ર એકલા લડવૈયાઓનું—એકલા પુરુષોનું નથી; સ્ત્રી અને પુરુષ બન્નેનું છે.

આપણી ધજાનો રંગ કેવો હોય? મને લાગે છે કે શુદ્ધ ધોળો હોવો જોઇએ. દુનિયાના રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેના નિયમ પ્રમાણે ધોળો રંગ શાન્તિસૂચક છે. ધોળો રંગ જ્યાં જ્યાં ફરકે ત્યાં લડાઇ એકદમ બંધ થાય છે. ધોળો રંગ પવિત્રતા અને ખાનદાની પણ બતાવે છે. પણ હિન્દુસ્તાનમાં આજે શાન્તિ ક્યાં છે? બધી કોમો હજી ક્યાં એક થઈ છે? હિન્દુ અને મુસલમાન હજી ક્યાં એક થયા છે? એટલા માટે જ ધોળા રંગ નીચે મુસલમાનોનો લીલો અને હિન્દુઓનો લાલ હીંગળોક જેવો રંગ આપણે રાખ્યો છે.

આ રીતે આપણી ધજા રાષ્ટ્રીયતાનું સંપૂર્ણ ચિહ્ન છે. એમ તો ધજા એક ખાદીનો કકડો જ હોય છે; પણ આપણી ભાવનાથી આપણે તેને રાષ્ટ્રીય સ્વમાનનું લક્ષણ બનાવીએ છીએ. એ ધજા ઊભી રહે એટલા માટે લાખો અને કરોડો હિન્દી ભાઇઓ જ્યારે મરી ફીટવા તૈયાર હોય ત્યારે જ એ ધજામાં ચૈતન્ય આવ્યું કહેવાય.

એક રીતે જોતાં જે દેશ સ્વતંત્ર હોય તેને જ ધજા હોઈ શકે. પરતંત્રતાનું કલંક જે પ્રજાને માથે

ચોંટેલું છે તે પ્રજાને માથે પોતાની ધજા હોય નહિ. જેનું માન આપણે સાચવી ન શકીએ તેવી ધજા હાથમાં ધરવાની પણ આપણી લાયકાત નથી. પણ આજે આપણે સ્વરાજ લેવા તૈયાર થયા છીએ; સ્વરાજ આપણા હૃદયમાં ઊગ્યું છે; તેથી જ આપણે આપણી રાષ્ટ્રીય ધજા હાથમાં લઈને ફરીએ છીએ. આપણી ધજા ફરકાવીને આપણે બધા ભાઈઓને કહીએ છીએ કે આપણે હિન્દુ-મુસલમાન તથા બીજા એક થઈશું, અને રેંટિયો ફેરવીશું તો સ્વરાજ આ ધજાની પેઠે આપણા હાથમાં જ છે.

દરેક દેશમાં દરેક જાહેર પ્રસંગે ઉત્સાહી લોકો પોતાના દેશની ધજા હાથમાં લઈને ફરે છે જાહેર મકાનો ઉપર પણ તે દિવસે ધજા ઊડાડવામાં આવે છે. ધજાનું દર્શન કરતાંવેંત દેશભક્તો તેની આગળ શિર ઝૂકાવે છે.

આપણા દેશમાં પણ જુવાનો સરઘસ કાઢે એમાં નવાઈ શી? પણ સરકાર તે કેમ સહન કરે? સરકારને થયું કે આ તો સ્વરાજ જામવા લાગ્યું; એને તો વખતસર દાબી દેવું જોઇએ. એમ વિચારી સરકારે નાગપુરમાં ખૂબ પ્રયત્ન કર્યો. આપણા કેટલાક ભાઇઓ એમ માનતા કે એક ઝંડાની બાબતમાં તે કોણ લડવા બેસે? તેમાં લાભહાનિ કશી નથી. પણ બધા જ કંઈ એ વિચારના નહોતા.

તેમણે વિચાર કર્યો કે આની પાછળ લાભહાનિ કરતાંએ વધારે મહત્ત્વનો—રાષ્ટ્રની આબરૂનો સવાલ છે. તેથી જ જમનાલાલજી જેવા દેશભક્તો, વિનોબા જેવા પ્રતિભાશાળી અધ્યાપકો અને દરેક પ્રાન્તના ઊગતા જુવાનો ધજા પાછળ ખુવાર થવા તૈયાર થયા. આપણી શક્તિ જોઈ સરકારે પડતું મૂક્યું અને ધજાનું માન સચવાયું.

આ તો નાનકડી જ લડત થઇ. આથીએ મોટી લડત હજી લડવાની આવવાની છે. તે વખતે આપણી સાચી પરીક્ષા થશે. હિન્દુ-મુસલમાન વગેરે બધી કોમ એક થાય, અને દેશમાં ઘેરઘેર રેંટિયા ફરતા થઈ જાય ત્યારે જ દેશની ધજા માનભેર ફરકતી ગણાય.

૪

## વેદની ગુરુભક્તિ

એક વનમાં ધૌમ્ય ગુરુનો આશ્રમ હતો. આશ્રમમાં ઘણા વિદ્યાર્થીઓ રહેતા. બધા વિદ્યાર્થીઓ ગુરુ સોંપે તે કામ કરતા. કોઈ ગાયો ચારવા જાય, કોઈ વળી લાકડાં વીણવા જાય, તો કોઇ પાણી ભરે ને કોઈ ફૂલના હાર બનાવી આપે. વેદ નામનો વિદ્યાર્થી પણ ત્યાં રહેતો.

એક દિવસ ગુરુએ વેદને ખેતરમાં મોકલ્યો. ખેતરમાં જવ વાવ્યા હતા. પાસે કાંસ હતો તેમાંથી પાણી વાળીને ખેતર પાવાનું હતું. વેદે કાંસનો બંધ ઉઘાડી નાંખ્યો.

ખળખળ કરતું પાણી દોડી આવ્યું. કોણ જાણે શું થયું પણ પાણીના જોરથી બંધ તૂટી ગયો ને હડહડ કરતું પાણી જવના ખેતરમાં ફરી વળ્યું.

વેદ ગભરાયો. અરરરર! હવે શું કરું? આ તો હમણાં બધાં ખેતર પાણીમાં ડૂબી જશે ને બધો મોલ કહોવાઇ જશે.

વેદ બહુ હિંમતવાળો હતો. હિંમતથી તે પેલા તૂટેલા બંધમાં ભરાઈ ગયો. બંધને ડાટો દેવાયો એટલે પાણી તો બંધ થયું. વેદ ત્યાં પડ્યો રહ્યો.

રાત પડી. બધા વિદ્યાર્થીઓ આવ્યા, પણ વેદ ક્યાંથી દેખાય? ગુરુએ બધાંને પૂછ્યું. પણ એમને શી ખબર? પછી ધૌમ્ય ગુરુ હાથમાં લાકડી લઈને ખેતર ભણી ચાલ્યા.

"વેદ, ઓ વેદ, ક્યાં છે બેટા?" એમ સાદ પાડતા પાડતા તેઓ આખું ખેતર ફરી વળ્યા.

ગુરુ ફરતા ફરતા પેલા બંધ પાસે આવ્યા. તેમણે સાદ પાડ્યો: "વેદ ક્યાં ગયો બેટા? ખેતર તો બધું પાયેલું છે ને તું ક્યાં જતો રહ્યો? વેદ, ઓ વેદ."

બંધમાંથી ધીમે સાદે વેદ બોલ્યો, "ગુરુદેવ, આ રહ્યો હું."

ગુરુ એકદમ દોડી ગયા, વેદને કાઢવા લાગ્યા.

વેદ કહે, "ના, ગુરુદેવ ના, પહેલો બંધ સમો કરો, નહિ તો પાણી ફરી વળશે."

ગુરુએ દોડાદોડ કરી કાંકરા, ઝાંખરાં ને માટી લાવીને બંધ પૂરી દીધો. પછી વેદને જાળવીને બહાર કાઢ્યો. તેનું શરીર અકડાઈ ગયું હતું, એને ટાઢ ચડી હતી, ગુરુએ વેદને તેડી લીધો.

આશ્રમમાં જઈ ધૂણી ધખાવી તેને તપાડ્યો, પછી ગરમ દૂધ પાયું.

વેદ ઉપર ગુરુની બહુ પ્રીતિ થઇ.

ગુરુની કૃપાથી વેદ મોટો પંડિત થયો.

૫

# હરણાંનું સ્મરણ

એક વિશાળ વન હતું. વીસવીસ ત્રીસત્રીસ ગાઉ સુધી માણસની ઝૂંપડી કે મુસાફરનો કામચલાઉ ચૂલો પણ ક્યાંયે ન મળે. ત્યાં એક રળિયામણા તળાવ પાસે કેટલાંક હરણાં રહેતાં. તળાવને કાંઠે એક બીલીનું ઝાડ હતું. એ ઝાડની નીચે પાષાણરૂપમાં મહાદેવ વિરાજમાન હતા. હરણાં રોજ તળાવમાં સ્નાન કરે, મહાદેવનાં દર્શન કરે અને ચરવા જાય. બપોરે આવીને બીલીને છાંયે વિશ્રાન્તિ કરે અને સાંજરે તળાવનું પાણી પીએ, મહાદેવનાં દર્શન કરે ને સૂઈ જાય. કશાં શાસ્ત્ર ભણ્યા વગર જ હરણાંને ધર્મનું જ્ઞાન થયું હતું, તેથી બહુ જ સંતોષપૂર્વક તેઓ પોતાનું નિર્દોષ જીવન વીતાડતાં હતાં.

માઘ મહીનો હતો. કૃષ્ણપક્ષની ચતુર્દશી હતી. એવે એક વિકરાળ પારધી પેલા વનમાં પેઠો. સાંજ

પડું પડું થઈ રહી હતી. પારધીને ભૂખ કકડીને લાગી હતી. પારધીની ભૂખ કંઈ જેવી તેવી ન હોય, બીજું કંઈ ન હોય તો કાચું ને કાચું માંસ પણ કરડી ખાય. પણ આ પારધીને પોતાની ભૂખનું દુઃખ નહોતું. ઘરમાં બાળબચ્ચાં ભૂખ્યાં છે, તેમને શું આપવું? શું મોઢું લઈ ઘેર જવું? શિકાર ન મળે તો ઠાલે હાથે ઘેર જવા કરતાં વનમાં જ રાતની રાત પડ્યા રહીએ; વખતે કંઇક હાથ ચડી જાય. આવો વિચાર કરતો તે તળાવ પાસેની બીલીપર ચડીને બેઠો.

પોતાનાં બાળબચ્ચાંનું ભરણપોષણ કરવા માટે પોતે કષ્ટ વેઠવાં અને જોખમો ઊઠાવવાં એટલો જ પોતાનો ધર્મ છે એમ તે માનતો. એથી વ્યાપક ધર્મનું તેને ભાન નહોતું.

રાત પડી. કૃષ્ણપક્ષની કાળીમેશ રાત. કશું જ સૂઝે નહિ. પારધીએ તળાવ તરફ જોવા માટે આડાં આવતાં બીલીનાં પાંદડાં તોડી તોડીને નીચે ફેંક્યાં. એટલામાં બે ચાર હરણાં પાસે પાણી પીવા આવ્યાં. હરણાંને જોઇ પારધી ખુશ ખુશ થઇ ગયો અને ધનુષ્ય ઉપર બાણ ચડાવવા લાગ્યો. તે જોઈ હરણાં ચમક્યાં અને નિરાશાના અવાજમાં બોલ્યાં, 'ભો ભો વ્યાધ, તારા ધનુષ્ય ઉપર બાણ ચડાવ મા. અમે મરવા તો તૈયાર છીએ, પણ અમને ઘેર જઈ અમારાં બાળ બચ્ચાંને અને સગાંવહાલાંને મળી

આવવા જેટલી મુદ્દત આપ. સૂર્યોદય પહેલાં અમે પાછાં આવી હાજર થઈશું.'

પારધી ખડખડ હસ્યો. 'શું તમે મને બબૂચક સમજો છો? આમ હાથ આવેલો શિકાર હું જતો કરું? મારાં બાળબચ્ચાં ભૂખે મરે છે તે?'

'અમે પણ તારી પેઠે અમારાં બાળબચ્ચાંનો ખ્યાલ કરીને જ રાહત માગીએ છીએ. અમે વચન પાળીએ છીએ કે નહિ એની પરીક્ષા તો કરી જો.'

પારધીના મનમાં શ્રદ્ધા અને કૌતુક જાગી ઊઠ્યાં. બરાબર સૂર્યોદય પહેલાં આવવાની ખાસ તાકીદ આપી તેણે હરણાંને જવા દીધાં, અને પોતે બીલીનાં પાંદડાં તોડતો ઝાડ ઉપર જ રાતવાસો રહ્યો.

પેલાં હરણાં ઘેર ગયાં, બાળબચ્ચાંને ભેટ્યાં, પોતપોતાનાં શીંગડાંથી એકબીજાને ખજવાળ્યાં, છેક નાનાં હતાં તેમને ધરાઈ ધરાઇને ચાટી લીધાં, બનેલી વાત બધાંને કહી સંભળાવી અને વદાય માગી. 'शठं प्रति शाठ्यं कुर्यात् । અરે, દુષ્ટ પારધી સાથે વચન-પાલન કેવું? ટાંટિયામાં જેટલું જોર હોય તેટલું વાપરી અહીંથી છાનાંમાનાં નાસી જાઓ' એવી સલાહ આપનાર કોઈ ન નીકળ્યું. સગાંવહાલાં બોલ્યાં, 'ચાલો. અમે પણ સાથે આવીએ છીએ. સ્વેચ્છાએ મરણ વહોરી લેવાથી મોક્ષ મળે છે. તમારો અપૂર્વ આત્મયજ્ઞ જોઈ પાવન થઈશું.'

બાળબચ્ચાં સાથે થયાં. પારધીના હિંસકપણાની જાણે પરીક્ષા કરવાને જ ન નીકળ્યાં હોય!

સૂર્યોદય પહેલાં તો હરણાંનું એક મોટું ટોળું આવી પહોંચ્યું. રાતવાળાં હરણાં આગળ આવ્યાં ને બોલ્યાં: 'લો ભાઈ, અમે વધને માટે તૈયાર છીએ.' બીજાં હરણાં પણ બોલી ઊઠયાં: 'અમને પણ માર. ભલે તારાં બાળબચ્ચાંની ભૂખ શમો.'

પારધીની હિંસાવૃત્તિ રાત્રિની પેઠે ગળી ગઈ. આખા દિવસનો ઉપવાસ અને આખી રાત્રિનું જાગરણ થવાથી તેની વૃત્તિ અન્તર્મુખ થઈ જ હતી. તેમાંએ આ પ્રતિજ્ઞાપાલક હરણાંનું ધર્માચરણ જોઈને તો તે દિંગ થઈ ગયો. તેના હૃદયમાં નવીન પ્રકાશ પડયો. પ્રેમશૌર્યની તેને દીક્ષા મળી. તે ઝાડ નીચે ઉતર્યો અને હરણાંને શરણ ગયો. બે પગનું માણસ એ ચોપગાં પશુને પગે લાગ્યો. આકાશમાંથી શ્વેત પુષ્પોની વૃષ્ટિ થઈ. કૈલાસથી મોટું વિમાન ઉતરી આવ્યું, તેમાં પારધી અને હરણાં બેઠાં અને કલ્યાણકારી શિવરાત્રિનું માહાત્મ્ય ગાતાં ગાતાં શિવલોક સિધાર્યાં. આજે પણ તેઓ આકાશમાં મૃગ નક્ષત્રના દિવ્ય રૂપે પ્રકાશે છે.

મહાશિવરાત્રિનો દિવસ એટલે તે ધર્મનિષ્ઠ, સત્યવ્રતી હરણાંના સ્મરણનો દિવસ.

## ૬

# મિલની મજૂરણ

૬૩ વરસની ડોશી થઈને તે મરી ગઈ. તે ચાર છોકરાંની મા હતી. ૬૩ વરસની આવરદામાંથી ૫૩ વરસ તેણે લૅન્કેશાયરની મિલમાં ખપાવ્યાં હતાં.

તેના જીવનનું દૃશ્ય ચિતરૂં ? લાંબું લાંબું રૂઢમૂઢ ભારખાના જેવું કારખાનું, ઉપરાઉપરી પાંચ છ માળ, ભીંતો જાણે બારીઓનું વન, શિયાળાની અંધારી સવારે દીવાઓથી આખું ઝગઝગતું હોય, સાંજે જુઓ તોપણ એનો એ ઝગઝગાટ અને સવાર સાંજની બે સંધ્યાઓની વચમાં આખો દહાડો સંચાઓના ધડધડ ખડખડ અવાજ; હવામાં સંચાના તેલની દુર્ગંધ અને રૂની રૂછી; મરદો અને બૈરાંઓ—કાળાં કાળાં મોઢાં ને કાળાં કાળાં ચીંથરાંવાળાં મજૂર લોકો—હરડાફરડ કરતાં હોય કે સંચા ઉપર કામ કરતાં હોય.

એ થયું કારખાનાનું દૃશ્ય. અને તેની બહાર? માવાધાતું, ધૂમાડે છવાયેલું આકાશ, ધૂમાડાની મેશથી રંગાયેલી શેરીઓ, સામે સૂકાં મેદાનો, અંદર ઘાસ પૂરખું ઊગે નહિ, ધૂમાડે ગામ બધું ભરી મેલતાં મોટાં મોટાં ભૂંગળાં, માઈલોના માઈલો સુધી એ એકનું એક જ દૃશ્ય.

આ જ સ્થળમાં એનું બાળપણ વીત્યું હતું. ચપળ આંખવાળી કુમારિકામાંથી આ જ સ્થળે તે મુગ્ધાવસ્થામાં આવી હતી. યુવતી થઇને અહીં જ તેણે સંસાર માંડયો હતો અને અહીં જ કુટુમ્બપરિવારનું પાલનપોષણ કરતી તે આખરે મૃત્યુ પામી.

તે વખતે (આજે પણ તે જ દશા છે) આખાં ને આખાં કુટુમ્બ,—મા, બાપ ને છોકરાં—ઘેર તાળું મારીને રોજ મિલમાં મજૂરીએ જાય. સૌની સામટી મજૂરીથી સારી કમાણી કરવાની આશા કદાચ હશે.

આ કુટુમ્બમાં પણ તેમ જ થતું, પણ માતા બધાંથી વધારે તૂટી મરતી. તેના મનમાં એક જ ધૂન હતી, તે એક જ ધર્મ સમજતી—બસ કામ કરવું. છોકરાંને પણ એ જ કેળવણી તે આપતી: કામ કરજો, કામથી કદાપિ ન હારજો.

છેલ્લાં ચોવીસ વરસના આયુષ્યમાં તેણે એક કહેતાં એક રોજ પાડયો નહોતો. સવારના છ થાય કે મિલમાં હાજર જ. તે પહેલાં પણ સુવાવડને પ્રસંગે

ત્રણ અઠવાડિયાંથી વધારે રોજ તેણે કદી પાડ્યા નથી. સુવાવડમાંથી નહાઈ ઊઠીને પાછી મિલને કામે ચડી જાય ત્યારે વાટમાં એક દાઈનું ઘર આવતું ત્યાં રોજ બાળકને મેલતી જાય.

સૌથી છેલ્લો બાળક—તેણે જ આ બધું કહ્યું છે—કહેતો હતો કે હું નાનો હતો ત્યારે રોજ સવારના પહોરમાં બા મને પથારીમાંથી તેડી લેતી, એક શાલમાં વીંટાળતી ને તેમ ને તેમ ઊંચકીને એક ડોશીને ઘેર મૂકી ચાલી નીકળતી એ બધું મને સાંભરે છે.

તે દાઇને ઘેર છોકરાને તેની મા સૂવાડી દેતી ને કામે ચાલી જતી.

આખરે, અરધો સૈકો આવી મજૂરી કરીને મજૂરણ તૂટી ગઈ. તેને ક્ષયનો વ્યાધિ લાગુ પડ્યો. ઘણી વાર પરોઢિયામાં સાડા પાંચ વાગે છરીની ધાર જેવા ઠંડા પવનમાં તે કામે જતી હોય ત્યારે વાટમાં બિચારી ટાઢથી અકડાઈ જાય ને ઊધરસથી બેવડી વળી જાય. એવી હાલતમાં કોઈ ઘરની ઓથે ઘડીક થોભી જઈને થાક ખાતી, ઘરના ઝાંખા દીવાના તેજમાં એ ઘણી વાર જોવામાં આવતી. એમ છતાંએ તેણે કોઈ દિવસ એક રોજ ગુમાવ્યો નથી; કલાક બે કલાકની રજા સરખી પાળી નથી.

અન્ત ઘડી સુધી તે હારી નહિ.

એક દિવસ સાંજની વેળાએ તે ઘેર આવી; ને આવીને ખાધું નહિ પીધું નહિ ને સીધી પથારીમાં પડી.

રાતના નવ વાગે તેનો નાનો છોકરો પથારી પાસે ગયો તો મા લૂગડાં પહેરી કરીને તૈયાર બની ગઈ હતી.—"હા, ઘર વાળવું ચોળવું હતું, અને સવારમાં વહેલું ઊઠીને કામે ચડવું એટલે અત્યારે જ તે આટોપી લેવું જોઇએ ને? ઘરનું કામ પોતે ન કરે તો બીજું કોણ કરવા આવે?"

પણ સવાર પડી ત્યારે ઘરનું કામકાજ કોઈક બીજાને જ કરવાનું હતું. એ મજૂરણ ડોશીના વિના ઘરનું બધું કામકાજ થયું.

કારણ કે ડોશી બિચારી જીવનભરનો ચડેલો થાક ઊતારવા પ્રભુના ધામમાં પહોંચી ગઈ હતી. તેનું જીવ વગરનું જીર્ણ ખોળિયું સાથરે પડયું હતું. (અંગ્રેજી ઉપરથી)

૭

# મુક્તિનો ઇતિહાસ

સૃષ્ટિનું કામ લગભગ પૂરું થયું ને જ્યાં છુટ્ટીનો ઘંટ વાગ્યા વેળા થઈ એવે કાળે બ્રહ્માના મસ્તકમાં એક નવી કલ્પનાનો ઉદય થયો.

ભંડારીને તેડાવીને બ્રહ્મા બોલ્યા: "ભંડારીજી! પાંચે મહાભૂતોનો નવો મસાલો થોડો થોડો કારખાનામાં ભેગો કરી લાવો. એક નવું પ્રાણી ઘડવું છે."

ભંડારી હાથ જોડી બોલ્યા: "પિતામહ! આરંભમાં જ્યારે આપે ઉછરંગમાં ને ઉછરંગમાં હાથી ઘડ્યા, ગેંડા ઘડ્યા, મગરમચ્છ ઘડ્યા, મોટા મોટા અજગર–સર્પ ઘડ્યા, સિંહવાઘ ઘડ્યા, ત્યારે મસાલો વાપરવામાં તો આપે પાછું વાળીને જોયું જ નથી. પંચમહાભૂતોમાંથી જેટલાં ભારે અને કઠણ હતાં તે તો બધાં જ લગભગ ખલાસ થઈ જવા આવ્યાં છે.

પૃથ્વી, જલ અને તેજનાં હાંલ્લાંઓનાં તો તળિયાં દેખાવા લાગ્યાં છે. રહેવામાં રહ્યાં છે માત્ર વાયુ અને આકાશ. એ છે જોઈએ તેટલાં."

ચતુર્મુખે ચાર જોડ મૂછના થોભિયા ઘડીવાર ખંજવાળ્યા અને બોલ્યા: "ઠીક, જે કંઈ ભંડારમાં રહ્યું હોય તે લઈ આવો. જોઈ લઈશું."

આ વખતના પ્રાણીને ઘડવામાં બ્રહ્માએ પૃથ્વી, જલ અને તેજ વાપરવામાં હાથ ખૂબ ખેંચી રાખ્યો. એને ન આપ્યાં શીંગડાં કે ન આપ્યા મોટા મોટા નખ. દાંત આપ્યા તે પણ ફક્ત ચાવવા પૂરતા; કરડવાને કામ લાગે તેવા નહિ. તેજના હાંલ્લામાંથી તેજ પણ થોડુંક જ વાપર્યું. આથી પ્રાણી લડાઈનાં કેટલાંક કામોને લાયક તો થયો પણ એને લડાઈનો શોખ ન રહ્યો. આ પ્રાણી થયો તે ઘોડો.

બીજું ગમે તેમ હો પણ આને ઘડવામાં સૃષ્ટિકર્તાએ વાયુ અને આકાશને તો કંઈ બેસુમાર જ ઠાંસી દીધાં! પરિણામ એ આવ્યું કે આ પ્રાણીનું મન દોડ્યું સોળે આના મુક્તિની મેર. એ પવનની આગળ દોડી નીકળવા ચહાય, અસીમ આકાશની હદ ઓળંગી જવા મથે. બીજાં પ્રાણી જરૂર પડ્યે કારણસર દોડે; આ દોડ્યાં કરે વગર કારણે. જાણે પોતાની જાતને જ છોડી નાસી છૂટવાનો ઘો લાગ્યો હોય. ન કોઈને કરડવા ચહાય, ન કોઈને મારવા

ચહાય, કેવળ દોડદોડ જ કરવા ચહાય. દોડતે દોડતે બિન્દુ બની જવું, કેવળ એક કાળું તલકું બની જવું, સુસવાટ માત્ર બની જવું અને અંતે હવામાં વરાળ થઇ ઊડી જવું એ જ જાણે એના મનની મતલબ હોય!

બ્રહ્મા ભારે રાજી થયા. રહેવા માટે એમણે બીજાં બધાં પ્રાણીઓને કોઈને આપ્યું'તું વન, તો કોઈને આપી'તી ગુફા. પણ આની તો દોડ જોવી બહુ ગમે માટે એને રહેવા માટે બ્રહ્માએ આપ્યું ઉઘાડું બીડ.

બીડને શેઢે રહેતો'તો માણસ. દિવસરાત હાયવોય કરી કરીને બધું ભેગું કર કર કરવાની એને ટેવ, તે એટલે સુધી કે એને એ બધાનો એક મોટો બોજો થઇ પડતો. આથી જ જેવો ખુલ્લા બીડમાં એણે ઘોડાને દોડતો જોયો કે એ મનમાં ને મનમાં કહેવા લાગ્યો: 'આને જો કોઈ રીતે પકડી શકું તો રોજ શહેરમાં સોદા કરવા જવા આવવાની ભારે સુગમતા થઇ જાય.'

ફાંસો નાંખીને એક દિવસ એણે ઘોડાને પકડ્યો. એની પીઠ પર નાંખ્યું જીન; મોઢામાં ચડાવી કાંટાળી લગામ. પૂંઠે લગાવે ચાબુક અને પડખે મારે કાંટાવાળી જોડાની એડીઓ. આ ઉપરાંત વળી રાખ્યો એક ખરેરો.

બીડમાં છૂટો રહેવા દે તો વળી હાથથી જાય એટલા માટે ઘોડાની ચોમેર ચણી દીધી ચાર ભીંતો. વાઘને રહેવા મળ્યું'તું વન. તે એનું જેમનું તેમ રહ્યું. સિંહને રહેવા હતી ગુફા. તે પણ એની કોઈએ ખૂંચવી ન લીધી. પણ ઘોડાને મળ્યું'તું ખુલ્લું બીડ. એને નસીબે આવ્યો તબેલો. બિચારાને વાયુએ અને આકાશે મુક્તિનો છંદ તો બેહદ લગાડી મૂક્યો હતો, પણ બન્ધનમાંથી એ એને બચાવી શક્યાં નહિ.

જ્યારે બહુ જ અકળાયો ત્યારે ઘોડાએ તબેલાની દિવાલને લાતો મારવા માંડી. પણ એમાં એના પગને જખમ થયો તેટલો ભીંતને થયો નહિ. તો પણ પલાસ્તરનો ચૂનો ઉખડીને દિવાલની સુંદરતા કંઈક નાશ પામવા લાગી ખરી.

આ જોઇને માણસને બહુ ગુસ્સો ચડ્યો. તે બોલ્યો: “આનું નામ જ કૃતઘ્નતા! ઊભે ગળે ખવડાવ ખવડાવ કરૂં છું. મોટા પગારના રખવાળ આણીને આઠે પહોર અને સાઠે ઘડી એની તહેનાતમાં ખડા રાખ્યા છે તોયે એના કશા લેખામાં જ નથી.”

ઘોડાનું મન હેળવવાની ખાતર સાઇસોએ ઘોડાની એવી તો બરદાસ કરવા માંડી કે, ઘોડો ગરીબ ગાય બની ગયો અને એની લાતો બધી બંધ થઈ ગઈ. માણસે પોતાના પાડાપડોશીઓને બોલાવીને

ઘોડો બતાવી કહ્યું: "કેવું વફાદાર જાનવર છે! આટલું વફાદાર વાહન મારી પાસે બીજું એકે નથી."

પડોશીઓ પણ તારીફ કરી બોલ્યા: "ખરેખર ભારે અશરાફ જાનવર! સાવ બકરી જેવું ગરીબ; તમારા સાધુ જેટલું સીધું છે."

એક તો જનમથી જ જોઇએ તેવા દાંત ન મળે, નખ ન મળે, શીંગડાં ન મળે, તેમાં વળી પહેલાં ભીંતને અને પાછળથી હવામાં લાતો મારવાનું પણ બંધ પડ્યું. આથી જ મનનો ભાર હલકો કરવા અંતે તેણે અવારનવાર આકાશ તરફ માથું ઊંચું કરી હણહણવા માંડ્યું. પણ આથી તો માણસની ઊંઘને ખલેલ પહોંચવા લાગી. પાડાપડોશીઓએ પણ ઘોડાનો અવાજ ભક્તિ–ગદ્‌ગદ્ કંઠમાંથી નીકળતો હોવાનું માનવાની ના પાડી. મોઢું બંધ કરવાનાં સાધન તો જોઈએ તેટલાં. પણ સમૂળગો દમ જ બંધ ન કરવામાં આવે ત્યાં સુધી મોઢું પણ તદ્દન બંધ થવુ તો અશક્ય જ. અંતે પ્રાણાગત મુમૂર્ષુના ગળામાંથી નીકળતા ક્ષીણ અવાજના જેવો ક્ષીણ દયાભર્યો હણહણાટ કોઈ કોઈવાર ગળામાંથી કાઢવાનું માત્ર ઘોડાને હાથ રહ્યું.

અચાનક એક દિવસ એ દુઃખદ સ્વર પડ્યો બ્રહ્માને કાને. ધ્યાન છોડી બ્રહ્મા નીચે પૃથ્વી પરના

ખુલ્લા બીડ તરફ નજર કરી જુએ છે તો ઘોડાનું નામનિશાન ન મળે.

પિતામહે યમને તેડાવીને કહ્યું: "એ તારા જ કામા! તું જ મારા ઘોડાને કાઢી ગયો."

યમ બોલ્યા: "સૃષ્ટિકર્ત્તા! આપનો એકેએક શક ઠલવવાનું ઠેકાણું તો સદાએ હું જ! પણ દયા કરીને એકવાર માણસના વાસની તરફ તો જરા નજર કરી જુઓ!"

બ્રહ્મા જુએ છે તો તદ્દન નાની જગ્યા છે; ચારે બાજુથી દિવાલો ચણી લીધેલી છે અને વચમાં ઊભો ઊભો ઘોડો મોં ઊંચું કરીને ઘણા કષ્ટ-પૂર્વક દુઃખભર્યા અવાજે ઈહીંહીંહીં–ઈહીંહીંહીં કરી રહ્યો છે!

બ્રહ્માનું હૈયું ભરાઈ આવ્યું. માણસને સંભળાવ્યું: "મારા આ પ્રાણીને જો આ જ ક્ષણે નહિ છોડી દે તો હું એને વાઘના જેવા દાંત અને નખ ઊગાડીશ અને એ તારે કશા કામનો નહિ રહે."

માણસ બોલ્યો: "શિવ! શિવ! શિવ! એમ કરવાથી હિંસાને કેટલું ઉત્તેજન મળે? પણ એ વાત કોરાણે રહી. મારી તો, હે પિતામહ! આપ સન્મુખ અરજ જ એટલી છે કે આપ ગમે તે કહેતા હો પણ આપનું આ પ્રાણી મુક્તિને લાયક જ નથી,

એનું હિત વિચારીને જ મોટો ખરચ કરી મેં એને માટે તબેલો બાંધ્યો છે. ખાસો પાકા ચણતરનો છે."

બ્રહ્માએ પોતાની જીદ ચાલુ રાખી કહ્યું: "તારે એને છોડી દીધે જ છૂટકો છે."

માણસ બોલ્યો: "જેવી આદિ દેવની મરજી. ઘોડાને હું છોડી મૂકું છું પણ તે સાત દિવસની મહેતલે. સાત દિવસ વીત્યે પણ, આપના બીડના કરતાં મારો તબેલો એને માટે વધારે સારો નથી એ આપનો અભિપ્રાય કાયમ રહે, તો આપ સમક્ષ નાક ઘસીને જે કરો તે શિક્ષા ભોગવવા મારે તૈયાર થવું."

હવે માણસે કર્યું એમ કે, ઘોડાને તો જાણે એણે ખુલ્લા બીડમાં છોડી મૂક્યો; પણ એને આગલે બે પગે કસીને દામણ બાંધી દીધી. આથી ઘોડો એવી તો રૂપાળી ચાલે ચાલવા લાગ્યો કે દેડકાની ચાલ પણ એના કરતાં ઓછી અળખામણી લાગે.

બ્રહ્મા બેઠેલા અંતરીક્ષે સ્વર્ગમાં; એટલે ઊંચે બેઠાં બેઠાં ઘોડાની અતિ બેહૂદી ચાલ તો એમને દેખાય, પેલી અભાગણી દામણ જ એકલી કેમે કરી દેખાય નહિ. પોતાના સર્જનકૌશલ્યની આવી ફજેતી જોઇ બ્રહ્મા ભોંઠપથી લાલ થઈ ગયા અને બોલ્યા: "ભૂલ પણ ભારે કરી છે ને!"

માણસ હાથ જોડી બોલ્યો: "હવે આને લઇ જઇને શું કરું? આપના સ્વર્ગલોકમાં જો એકાદ બીડ હોય તો એને અહીં ઉપર જ રવાના કરી દઉં."

બ્રહ્મા ત્રાસીને બોલ્યા: "જા–જા, પાછો લઇ જા એને તારા તબેલામાં!"

માણસ બોલ્યો: "આદિદેવ! માણસ જાતને માથે આ કેવડો બોજો!"

બ્રહ્મા બોલ્યા: "એમાં જ તો માણસ જાતની મોટાઇ છે ને!"

શ્રી રવીન્દ્રનાથ ઠાકુર

## ૮

# ગુરુઘરનો અનુભવ

હારિદ્રુમત ગૌતમનો શિષ્ય સત્યકામ જાબાલ. સત્યકામ જાબાલનો શિષ્ય ઉપકોસલ કામલાયન. ઉપકોસલ કામલાયનની હવે વાત કહીએ.

સત્યકામ જાબાલ સીધો પણ આકરો ગુરુ હતો. એનું નિખાલસપણું અને ગુરુઘરમાં એણે ગાળેલું ખડતલ જીવન દુનિયામાં મશહૂર છે. એને ઘણું ખરૂં જ્ઞાન તો ગુરુની ગાયો ચારતાં કુદરત પાસેથી જ મળી ગયું હતું. ગુરુ પાસેથી બધી વિદ્યા મેળવ્યા પછી સ્નાતક થઈ એણે ગૃહસ્થાશ્રમ માંડ્યો, અને અનેક શિષ્યો ભેગા કરી એણે આશ્રમ ચલાવ્યો. ઉપકોસલ કામલાયન એ શિષ્યોમાંનો એક. એ સત્યકામ જાબાલ પાસે શિષ્યભાવે બાર વરસ સુધી બ્રહ્મચર્ય પાળીને અને અગ્નિની સેવા કરીને રહ્યો. બાર વરસને

અંતે સાથેના બધા છોકરાઓ સમાવર્તન વિધિ કરીને ઘેર ગયા. ગુરુએ ઉપકોસલનું સમાવર્તન કર્યું જ નહિ. ઉપકોસલ બહુ જ ઉદ્વિગ્ન થયો. એનું એ દુઃખ જોઈ માતા સમાન ગુરુપત્નીને બહુ માઠું લાગ્યું. તે પતિ પાસે જઈ બોલી, 'બિચારો ઉપકોસલ કેટલો દુઃખી છે! એણે સારી પેઠે તપ કર્યું છે. અને આપણા ઘરના યજ્ઞના અગ્નિની સેવા પણ એણે એક દિલથી કરી છે. હવે એનું સમાવર્તન ન કરો તો આ અગ્નિઓ જ તમને ઠપકો દેશે. બિચારાને જવા દો ને!'

ઉપકોસલનું સમાવર્તન કર્યા વગર જ અને છેલ્લી શીખામણ આપ્યા વગર જ આચાર્ય તો પ્રવાસે ઉપડ્યા. ઉપકોસલનું મન ભાંગી ગયું. એને ખાવાનું રુચે નહિ. આચાર્યપત્નીએ એને બહુ આગ્રહ કર્યો કે 'દીકરા જમી લે. તું કેમ ખાતો નથી?' ઉપકોસલ બોલ્યો, 'માણસ સાજો ન હોય ત્યારે એણે ન ખાવું જોઈએ. અત્યારે હું ચિંતાના વમળમાં પડ્યો છું એટલે નથી ખાતો.' એમ કહી તેણે ગુરુઘરના અગ્નિઓની ફરી સેવા આરંભી. અગ્નિઓએ એની એ વ્યાકુળતા જોઈ માંહોમાંહે વિચાર કર્યો, 'આ ભલા બ્રહ્મચારીએ આપણી સારી પેઠે સેવા કરી છે. હવે એને કાંઈક જ્ઞાન આપવું જ જોઈએ.'

અગ્નિઓ પાસેથી જેટલું મેળવાય તેટલું જ્ઞાન ઉપકોસલને મળ્યું અને તે ગુરુઘરમાં સુખેથી રહ્યો.

આખરે ગુરુ યાત્રાએથી પાછા આવ્યા. ઘેર આવતાંવેંત ગુરુએ હમેશની ટેવ પ્રમાણે ઉપકોસલને બૂમ પાડી. ઉપકોસલ દોડતો જ આવ્યો. તેને જોતાંવેંત ગુરુને ખાતરી થઈ ગઈ કે આ બાળકની બુદ્ધિ હવે મૂઢ નથી રહી. એના મોઢા પર રહસ્ય જાણનાર માણસના જેવી તેજસ્વિતા દેખાવા લાગી છે. ગુરુએ પૂછ્યું, 'આટલું જ્ઞાન તને ક્યાંથી મળ્યું? તને કોણ ગુરુ મળી ગયો?' એકનિષ્ઠ ઉપકોસલે જવાબ વાળ્યો, 'મને તે ઉપદેશ વળી બીજા કોણ આપી શકે? હું તો આપનો જ શિષ્ય છું. પણ આપના આ અગ્નિઓ પાસેથી મેં કંઈક જાણ્યું છે ખરું.'

સત્યકામ જાબાલે પોતે કુદરત પાસેથી જ બધું જ્ઞાન મેળવ્યું હતું. એના ગુરુને તો 'બાપુ, તું જાણે છે તે જ સર્વોત્તમ બ્રહ્મવિદ્યા છે' એટલું જ કહેવું પડેલું. એટલે ઉપકોસલની સ્થિતિ સાથે એનો સમભાવ તો હોય જ. એણે ઉપકોસલને પૂછી લીધું કે 'તેં શું શું જાણી લીધું છે?' ઉપકોસલે પોતે જેટલું જાણતો હતો તેટલું ગુરુ આગળ ઠાલવી દીધું. સત્યકામે બધું સાંભળ્યા પછી કહ્યું, 'અગ્નિઓએ તો તને ફક્ત લૌકિક જ્ઞાન જ આપ્યું છે. જે જ્ઞાન વડે માણસ પાપ કરતો જ મટી જાય છે એવું બ્રહ્મજ્ઞાન હું તને કહું છું. સત્યકામે અભય અને અમૃત એવા આત્માનું જ્ઞાન ઉપકોસલને આપ્યું અને તેને કૃતાર્થ કર્યો.

૯

# બ્રાહ્મણીનો બાળક

"હાય હાય, મારું રતન ક્યાં ખોવાયું? ફળિયામાં બેસાડીને હું હમણાં જ ગઈ હતી. એ તો મારી આંખ, મારું રતન. મારું રતન કોણ ઉપાડી ગયું હશે?"

આમ બૂમ પાડતી રાધા હાંફળીફાંફળી આમતેમ ગાંડીની જેમ દોડતી હતી; એને રડવું કે હસવું એનું ભાન નહોતું, વસ્ત્રનુંયે ભાન નહોતું. તેનો સાદ ફાટી જતો હતો. બિચારી મનમાં આશા બાંધી બેઠી હતી કે છોકરો કાલે સવારે મોટો થશે ને મજ નોધારીને આ સૂના સંસારમાં કંઈક આધાર થશે. જુવાનીમાં જ બિચારી એકલી — અનાથ થઈ પડી હતી.

"હું કહેતી જ હતી કે એ કર્મફૂટેલ કંદોરો એને ન પહેરાવો. તમારાં પોતાનાં જ કર્મ ફૂટેલાં છે એ બહુ હતું. પાસેના ઘરમાં લક્ષ્મીને પૂછી તો આવો કે મશ્કરીમાં છોકરું સંતાડ્યું કર્યું તો નથી."

"કાલે ચોર આવ્યા હતા ખરા. એ ટોળી પર મને વહેમ આવ્યો જ હતો. છોકરો તેડીને હું તેમને લોટ આપતી હતી. એ અભાગિયાઓની નજર તો પેલા સોનાના કંદોરા પર ને કંદોરા પર જ હતી." ડોશીનું—રાધાની માનું—કહેવું સાચું હતું. ગામને પાદર લફંગા લોકોની ટોળી ઉતરી હતી ને સોનાના કંદોરાને લોભે તેઓ રાધાનું બાળક ચોરી ગયા હતા. તે દહાડાથી બિચારી રાધા બાવરી થઈ ગઈ.

* * *

ભંગીવાડામાં લખી કરીને એક બાઈ આંગણામાં વાસીદું કરતી હતી.

"સાંભળો છો કે? આમ આવો, જુઓ ભગવાને આપણે સારૂ ભેટ મોકલી છે." તેનો ધણી દોડી આવ્યો ને અચરજ જોયું. ભીંત પાસે ઉકરડો હતો; તેની ઉપર ઝાંખરાં ઊગ્યાં હતાં; ત્યાં એક નાનકડું સુન્દર બાળક પડ્યું હતું. એક મોટા નાગદેવ ફેણ માંડીને બાળકની રક્ષા કરતા હતા.

"એને કંઈ કરતા નહિ હં, એ સાક્ષાત ભગવાન આપણે માટે ભેટ લઈને પધાર્યા છે."

પણ લખીની બિચારીની વિનવણી કોણ માને? પેમો ભંગી ઘરમાં દોડી જઈને એક મોટો ધોકો લઈ આવ્યો. નાગ ગાંખસામાં ચાલ્યો જતો હતો, પણ ત્યાં તો તેના માથા પર ધડ દઈને ધોકો પડ્યો ને તેના રામ રમી ગયા.

"અરરર! આ તમે શું કર્યું?" રડતાં રડતાં લખીએ પેલું બચ્ચું હસ્યા કરતું હતું તેને તેડી લીધું ને ધવડાવ્યું.

"હાય, બિચારૂં કેટલું બધું ભૂખ્યું છે. નાગદેવને તમે માર્યા છે, પણ હવે પ્રભુ જાણે શીયે આફત માથે આવવાની હશે. આપણે એક બાળક ગુમાવ્યું એટલું બસ નહિ હોય, કાં તો!"

ત્રણ દહાડા પછી પેમાને શીળી નીકળ્યાં. ગામમાં શીતળાના વાયરા હતા, એટલે તેને શીતળા નીકળ્યા એમાં નવાઈ જેવું નહોતું. પણ લખીએ તો માની લીધું કે નાગદેવને માર્યાનું પાપ જ નડ્યું. તળાવને કાંઠે ચરમાળિયાની જગ્યા હતી ત્યાં તેણે કેટલાયે ધૂપદીપ કર્યા. પણ બધું અફળ ગયું. પેમો તો લખીને વિધવા મેલીને ચાલતો થયો.

* * *

પેમો દેવું મૂકતો ગયો હતો. ભંગીવાડાના બીજા ભંગીઓની પેઠે તેનેયે દારૂનો ચસકો લાગ્યો હતો. તેની અને તેની વહુની બેઉની કમાણી ભેગી

કરતાં તોયે તેમનો ખર્ચ પૂરો ન થતો. એક મુસલમાને પૈસા ધીરેલા તે લડાઇ કરીને ઘરમાં પીતળનાં થોડાં વાસણ હતાં તે, કોદાળી, પાવડો વગેરે જેમાં કંઇકે માલ હતો તે બધું ઉપાડી ગયો. લખી બિચારી હાયવોય કરતી ને ગાળો ભાંડતી જ રહી.

સુધરાઈના પ્રમુખ ભલા હતા. તેમણે બૈરાંઓનો રોજ વધારી આપ્યો. આથી દારૂડિયા ધણીની સાથે તેનો સંસાર ચાલતો હતો તે કરતાં વિધવાદશામાં લખી વધારે સુખણી થઈ.

પેલા બાળકને પણ શીતળા નીકળેલા, પણ ઈશ્વરની દયાથી તેને જોરથી નીકળ્યા નહિ, મોઢા ઉપર થોડાક ફોલ્લા નીકળીને મટી ગયા. ઉકરડેથી જડી આવેલું બાળક ભંગીના છોકરા તરીકે ઉછર્યું. પણ ભંગીના કામમાં એનો હાથ કેમે કર્યો બેઠો નહિ.

* * *

છોકરાનું નામ પેથો પાડ્યું હતું. તે રેલ્વે સ્ટેશન ઉપર જઈને મજૂરને કામે લાગ્યો. રોજ સાંજે આનો બે આના લાવીને માને આપતો. મા ઘરડી થઈ હતી, છતાં હજુ સુધરાઈમાં જુવાનની પેઠે કામ કરતી જ હતી. પેથો બહુ જ ચાલાક હોવાથી સ્ટેશનનાં માણસોમાં સૌને વહાલો થઈ પડ્યો.

પણ ગમે તેવો તોયે તે ભંગીનો છોકરો, તેની હદમાં રહીને જ તેણે કામસેવા કરવી જોઇએ.

એક દિવસ ગાડી આવતાં તે પહેલા વર્ગના એક ડબા પાસે જઈ પહોંચ્યો. બે બીજા છોકરાએ. પણ તે જ ડબા તરફ દોડી ગયા. મુસાફર કોઈ હિન્દુ ગૃહસ્થ હતા. તે મોટા અધિકારી જેવા દેખાતા હતા, એટલે મજૂરી મબલક મળવાનો સંભવ હતો. તેમણે બધો સામાન પેથાને સોંપી દીધો. પેલા બીજા છોકરાઓને અદેખાઈ આવી એટલે એક જણે કહ્યું, "સાહેબ, એ તો ભંગીનો છોકરો છે."

"ભંગી છે?" એ મોટા માણસ ગરજી ઊઠયા. તેમણે પેથા પાસેથી સામાન ખૂંચવી લીધો ને તેને ડબામાંથી કાઢી મેલ્યો.

પેથો બિચારો મારની બીકથી નાસી ગયો. પણ હવે તો મોડું થઈ ગયું હોવાથી યુરોપીઅન મુસાફરોમાં પણ તેને કામ મળે તેમ રહ્યું નહોતું.

પેલા મોટા માણસ સ્ટેશન માસ્તરની ઑફિસ પાસે ઘડીવાર ઊભા રહ્યા અને ઊંચ વર્ણના મુસાફરો તથા ભંગી મજૂરોના પ્રશ્ન સંબંધે કંઈક વાતચીત કરી. સ્ટેશન માસ્તરે દિલગીરી દર્શાવી. લોકોનો ધસારો કંઈક કમી થયો ત્યારે સ્ટેશન માસ્તરે હાક મારી, "અલ્યા પેથા, તું બ્રાહ્મણોના સામાન ઉપાડવા કેમ જાય છે?"

"સાહેબ, હું જાણીજોઈને નથી જતો, પણ આજે તો એ સાહેબે પોતે જ મને તેમનો સામાન સોંપેલો."

"ગાંડિયા, તું ઉપરથી એવો રૂપાળો ને ચાલાક લાગે છે કે તારી ન્યાત એ કળી નહિ શક્યા હોય. પણ હવે એવું નહિ કરતો." તે દહાડે પેથો બિચારો મા પાસે ખાલી હાથે ગયો.

"બા, આજ કંઈ નસીબે યારી ન દીધી," એમ કહીને તેણે બધી વાત માને કહી સંભળાવી.

"ભલે આપણે ભંગી રહ્યા; એમાં શું ખોટું થઈ ગયું? એ લોકોનું લોહી રાતું હશે અને આપણું કાળું હશે! તેમની કાયા સોનારૂપાની હશે ને આપણી હાડમાંસની! પણ તું એવાના ડબામાં ગયો જ શું કામ? ગાડીમાં ગોરા લોકો નહોતા?"

"ડબા બહાર પટાવાળાઓને જોઈને મને લાગ્યું, કોઈ ગોરા સાહેબ અંદર હશે, તેથી હું ત્યાં ગયો."

"હશે, બેટા, કોઈક દિવસ એમ પણ હોય. જા હવે ઘેંસ કરી રાખી છે તે પી લે. ગરીબને પાળનાર હજાર હાથવાળો બેઠો છે."

* * *

આજે પેથાને સારા શુકન થયા હશે. તેને રોજથી બમણી કમાણી થઈ. હરખભર્યો ઘર ભણી તે દોડ્યો આવતો હતો, ત્યાં રસ્તા ઉપરની હોટેલ

પાસે તેના જેવા બે ચાર મજૂર છોકરાઓને ભજિયાં ખાતાં તેણે જોયા. એને પણ મન થઈ ગયું કે એકાદ આનાનાં ભજિયાં લઈને ખાઈએ. દુકાનવાળા પાસે તેણે ભજિયાં માગ્યાં.

એક મજૂર છોકરાએ કહ્યું, “શેઠ, એ તો ભંગીનો છોકરો છે.” દુકાનદાર બ્રાહ્મણ હતો. તે ચીડાઈને તડૂક્યો, “જા અહીંથી, હરામખોર! ભજિયાં ખાનારો આવ્યો!” મારની બીકે પેથો જીવ લઈને નાઠો. પેલા મજૂર છોકરાઓ રાજી થઈને હસવા લાગ્યા.

થોડે દૂર જઈને તે ઊભો રહ્યો. ત્યાં તાડીનું પીઠું હતું. પીઠાને નાકે એક ડોશી ટોપલામાં ભજિયાં લઈને બેઠી હતી. તેની પાસેથી એક આનાનાં ગરમા-ગરમ ભજિયાં લઈ તે ખાવા લાગ્યો. એક ડોસો ત્યાં ઊભો હતો તે છોકરાની મજાક કરવા લાગ્યો. તેણે કહ્યું: “અંદર જઈને એક પ્યાલી લઈ આવ ને પછી જો ભજિયાંનો સવાદ!” છોકરાને મન થયું, પણ પગ ન ઉપડ્યા. વળી કોઈ બીજો લલચાવનાર મળ્યો. તેઓ સહુ સાથે પીઠામાં પેઠા. તે દહાડે પેથાને ઘેર જતાં બહુ મોડું થઈ ગયું.

લખીએ પૂછ્યું, “આજ શું હતું, બેટા? મોડું કેમ થયું?”

પેથાએ કંઈ જવાબ ન આપ્યો. નીચું ઘાલીને એક ખૂણામાં ભરાઈ રહ્યો. વાસ ઉપરથી લખીએ જાણી લીધું. બિચારી વલોપાત કરવા લાગી. અંતરના સંતાપથી તેણે નીસાસો નાંખ્યો, "મારી બધી આશા ધૂળધાણી થઈ!"

લખી એક દહાડો મરી ગઈ. પેથો હવે જુવાન થયો હતો. તેઓ સુધરાઈના ઘરમાં રહેતાં, પણ સુધરાઈમાં કામ કરતો નહિ તેથી તેને ને તેની બૈરીને ઘરમાંથી નીકળવું પડ્યું. પેથાએ ધાર્યું હતું તે કરતાં વધારે એની ડોશી મૂકતી ગઈ હતી. પેથાના લગ્નમાં તેણે છૂટે હાથે ખર્ચ કર્યું હતું, અને છતાં ૧૨૦ રૂપિયા એક કોથળીમાં બાંધીને એક માટલામાં સાચવીને મૂકતી ગઈ હતી. આટલી મૂડીથી એક ગાંધિયાણાનું હાટ કરવાનો પેથાએ વિચાર કર્યો. ગામની બજારમાં તો એને કોણ દુકાન આપે? ભંગીને બજારમાં દુકાન ક્યાંથી મળે? અને વખતે ભાડે કોઇ આપે તોયે એને ત્યાં ઘરાક કોણ આવે? ભંગીવાડમાં દુકાન ખોલે તો ખોલી શકે, પણ ત્યાં તો ઘરાકી એકલા ભંગી લોકોની જ. એમાં કેટલીક કમાણી થાય? તેણે ઘણા દહાડા વિચારમાં ગાળ્યા અને આખરે નાકા ઉપર એક દુકાન ખોલવાનું નક્કી કર્યું. ખરીદી ક્યાંથી કરવી એ હજુ ઠરાવવાનું હતું. ભંગીવાડામાં એક બીજો દુકાનદાર હતો, તેની સલાહ

ગયો. તે શેનો સલાહ આપે ? તેનો ધંધો આમે ઓછો ચાલતો હતો, તેમાં નવો હરીફ જાગે તો સાવ પડી ભાંગે. પેથાને કોઈ ઊંચ વરણના ...સની મારફતે બધી ખરીદી કરવી પડતી. પણ વેપારી અને પેલા આડતિયાના વચલા વહેવારમાં એટલા બધા વધી પડવા લાગ્યા કે તેનું ટટ્ટુ આગળ ચાલ્યું નહિ. ઘરાકી એટલી ઓછી હતી તેને ખોટ ગઈ. તેનો ધંધો થોડા દિવસમાં ભાંગ્યો

*　　　*　　　*

પેથો અને તેની વહુ હવે એક મોટી મિલમાં જતાં. વહુ રોજ પરોઢિયામાં ચાર વાગે ઊઠતી ...મિલનો વખત થાય તે પહેલાં રાંધીસીંધીને તૈયાર ...જતી. મિલમાં જાય તેટલો વખત તેમનું છોકરું ...ળવાનું એક પડોશીએ કબૂલ કર્યું હતું. પોતાની ...ણીમાંથી આ કામ માટે તેને તેઓ થોડુંક આપતાં. ...? મોડાં મોડાં ધણીધણિયાણી ઘેર આવતાં. પેથાની ...જરા વહેલી આવતી અને છોકરું લઈને ઘેર ...ી ને બધું સમુંનમું કરી રાખતી. પણ પેથો રાતે ...જ મોડો આવતો, અને ઘણીવાર દારૂથી તર ...ને.

તેમનો સંસાર દુઃખદારિદ્રયમાં ચાલતો. પેથાને ...વાર મા સાંભરતી. તે હતી ત્યારે થોડું કમાતાં,

છતાં કેવાં સુખચેનમાં રહેતાં! લખીએ તેને ઊંચે સાદે કોઈ દહાડો વચન કહ્યું નહોતું. પણ હવે દિવસ આખો મજૂરી કરીને થાકયોપાકયો રાત્રે ઘેર આવે ત્યારે બિચારાના નસીબમાં લડવાડ અને ગાળોના વરસાદ. દિવસે દિવસે તે ઝાઝો દારૂ પીવા લાગ્યો.

*　　　*　　　*

ગામમાં આજે મોટી સભા થઇ હતી. ગાંધીનાં માણસો આવ્યાં હતાં. તેમનાં ભાષણો થયાં. મિલ-મજૂરો ભેગો પેથો પણ સભામાં ગયો હતો. પેલા લોકો બધું સમજી શકાય તેવું બોલતા હતા. પેથા જેવો અભણ ભંગી અને દારૂડિયો પણ એમનું કહેવું સમજી શકતો હતો. તેઓએ કહ્યું, "દારૂ ન પીશો. રેંટિયો કાંતજો. અંત્યજોને કાઢી ન મૂકશો. એ પણ આપણા ભાઈઓ જ છે."

પેથાને તેની નાનકડી હાટડી યાદ આવી. "મારી હાટડી જો ગામની બજારમાં જ હોત, અને બીજા બધાની પેઠે જો મારાથી મને ફાવે ત્યાંથી ખરીદી કરી શકાતી હોત ને ફાવે તેને વેચી શકાતું હોત તો મારી માના પૈસા આમ એળે જાત નહિ." તે દહાડે આવો વિચાર મનમાં ઘોળતો ઘોળતો તે દારૂના પીઠા પાસે થઇને પસાર થયો, અને જોર કરીને પીઠા તરફ વળતા પગને વાળી લીધા.

પેથો મૂળ તો બ્રાહ્મણનો છોકરો હતો—રાધાનો દીકરો. પણ તેને કે બીજા કોઇને એ વાતની ખબર નહોતી. પણ એમાં શું થઈગયું ? તે જન્મે ભંગી જ હતો એમ માનીએ તોયે અસ્પૃશ્યતા એ શું પાપ નથી ઠરતી ? કેટલાક સમજે છે કે અસ્પૃશ્યતા માણુસને તેના રોજના વ્યવહારમાં જરાયે નડતી નથી, એ તો કેવળ ધાર્મિક ભેદ છે, બાકી બીજી વ્યવહારની બાબતોમાં તો સૌ સમાન જ છીએ. સાચી વાત તો એ છે કે અસ્પૃશ્યતા એ તો આપણા જીવનના અંગેઅંગમાં અન્યાય અન્યાય ભરી મૂકે છે, આખી પ્રજા ઉપર તે મેશનો ડાઘ છે. દેખવું છે તેને તો તે ડાઘ આંખે વળગશે.

ચ૦ રાજગોપાલાચારી

## ૧૦

# ધ્રુવ

એક હતો છોકરો. તેનું નામ ધ્રુવ. ધ્રુવ પોતાની મા પાસે જ રહેતો હતો. સુનીતિને ધ્રુવ એ એકનો એક છોકરો. એટલે આખો દિવસ ધ્રુવને ઉછેરવામાં જ તે મશગૂલ રહેતી. સાંજ પડ્યે આસપાસના ઘણા છોકરાઓ ધ્રુવ સાથે રમવા આવતા, અને વાતો કરતા. છોકરાઓની વાતો તે શી હોય? ચકલી, મીંદડી, વરૂ કે શિયાળ, એમની વાતો કર્યા કરે, અને થાકી જાય એટલે પોતાના માબાપ વિષે કહ્યાં કરે. આજે મારી બાએ દહીંથરાં ખાવા આપ્યાં, મારા બાપા મને મન્દિરે તેડી લઈ ગયા એવું એવું. ધ્રુવ પાસે પોતાની માના વહાલની વાતો પાર વગરની હતી, પણ ઘરમાં પિતા તો હતા જ નહિ. એ મા પાસે જઇ બોલ્યોઃ 'બા, બા, મારા બાપા કોણ છે? એ ક્યાં રહે છે?' માએ જાણે તે સાંભળ્યું જ ન હોય એમ બીજી વાત ચલાવી. પણ છોકરો

શાનો છોડે ? આખરે એક નીસાસો મૂકી માએ કહ્યું, 'બાપુ, જેને બધા લોકો રાજા રાજા કહે છે તેજ તારા પિતા છે.'

'ત્યારે આપણે અહીં કેમ ? ચાલો આપણે બાપાને ત્યાં જઇએ.'

'ના બાપુ, આપણાથી ન જવાય.'

'કેમ વારૂ ? પેલો લોમશ કહેતો હતો કે રાજાનું મકાન ભારે સુંદર અને મોટું છે. શું ત્યાંના પહેરેગીર આપણને અંદર ન જવા દે ? હું પહેરેગીરને કહીશ કે મારે બાપાને મળવું છે. પછી એ શાનો આપણને રોકે ? તું ડરીશ નહિ મા, હું તારી સાથે છું.'

'ના બાપુ, આપણાથી ન જવાય. ત્યાં નાની રાણી છે, તે તને મારશે.'

'કેમ ? રાણી રાજાનું નહિ માને ? હું રાણીને કહીશ કે હું તને મળવા આવ્યો નથી; હું મારા બાપાને મળવા આવ્યો છું. પછી ?'

ધ્રુવના લવારા અધવચ છોડી મા આંગણે ગઇ અને ત્યાં પૂજામાં બેસી ગઈ. ધ્રુવ બાપાને મળવા ગયો. ધ્રુવને રોકવાની હિંમત પહેરેગીરે કરી નહિ. 'બાપા, બાપા,' કરી તે સીધો રાજા પાસે ગયો, ધ્રુવનું મોઢું એટલું બધું એની મા જેવું હતું કે એને ઓળખતાં રાજાને વાર લાગી નહિ. રાજાની આંખમાં આંસુ આવ્યાં. ધ્રુવને ઝટ ઉપાડી લઇ એને પોતાના

ખોળામાં બેસાડી દીધો, અને બહુ જ હેતથી રાજા ધ્રુવના કાલાકાલા બોલ સાંભળવા લાગ્યો. પહેરેગીરે ધ્રુવને રોક્યો નહિ, પણ ધ્રુવ આવ્યાની વાત દોડતા જઈ નાની રાણી સુરુચિને કહેવા જેટલો વફાદાર એ હતો! રાણી ક્રોધે ભરાઈ. ધ્રુવને રાજાના ખોળામાંથી હડસેલી પાડ્યો. રાણી કહે, 'રાજાના ખોળામાં બેસવાનું તારા નસીબમાં હોત તો મારે પેટે જન્મ્યો નહિ હોત?' ધ્રુવને ગરીબાઇનો અનુભવ હતો, પણ અપમાનનો નહોતો. તે તેજસ્વી બાળક રોતોરોતો મા પાસે આવ્યો.

૨

તેથી જ તો હું તને કહેતી હતી કે આપણાથી ત્યાં ન જવાય. આપણે ક્યાં ભગવાનનું પૂજન કર્યું છે કે તપ કર્યું છે, કે રાજાના ખોળામાં બેસવાનું તારા ભાગ્યમાં હોય?'

'પણ બા, તારે પેટે હું જન્મ્યો એ ઓછું ભાગ્ય છે એમ મને નથી લાગતું. આપણે આજ સુધી ભગવાનનું પૂજન નહિ કર્યું હોય તો હવે કરીશું. હું ભગવાનનાં દર્શન કરીશ અને તેને કહીશ કે 'ભગવાન, મને એવી જગ્યા આપ કે જ્યાંથી કોઈ રાણી મને ઊઠાડી શકે જ નહિ!'

'બાપુ, ભગવાનનું દર્શન એટલું સહેલું નથી. મોટા મોટા ઋષિમુનિ તેને માટે કેટલુંયે તપ કરે છે.'

'બા, તપ એટલે શું? મારાથી તે નહિ થાય? મને લાગે છે કે હું કરી શકીશ.'

'બેટા, સાધુ લોકો હિમાલયમાં જઇ બરફમાં એક પગે ઊભા રહે છે; એકલી હવા ખાઈ રહે છે; કેટલાક સવારથી બપોર સુધી પાણીમાંજ ઊભા રહે છે, અને જપ કરે છે. તું તો નાનો બાળક. તારાથી એ બધું કેમ થાય?'

'કેમ ન થાય, બા? આ જો હું ચાલ્યો.'

૩

હિમાલયનો ઊંચો ઊંચો પહાડ. એની બાજુએ થઇને એક પગ મૂકવા જેટલી કેડી. તે ઉપરથી એક નાનો સરખો બાળક ઉતાવળે પગે ચાલતો હતો. દૂર એક ઝાડ નીચે ધોળી ધોળી દાઢીવાળા સાધુઓ ધૂણી ધખાવી-ને બેઠા હતા. કેટલાકે સફેદ કામળ ઓઢી હતી. અને કેટલાક આખે શરીરે ભભૂતિ ચોળીને બેઠા હતા. એક જણના હાથમાં બે તુંબાવાળી વીણા હતી. એ ગાતો અને બીજા બધા તલ્લીન થઇને સાંભળતા હતા. ધ્રુવને દૂરથી આવતો જોઇ ગાનારે પોતાનું ગાયન બંધ કર્યું. 'બધાની દૃષ્ટિ એ બાળક તરફ ગઇ. નારદે ધ્રુવને પૂછ્યું; 'બચ્ચા, તું ક્યાંથી આવ્યો છે? આમ ક્યાં ચાલ્યો?'

ધ્રુવ બોલ્યો, હું સુનીતિનો દીકરો. રાજાને મળવા ગયો; ત્યાં રાણીએ મને લાત મારી. હવે હું તપ

કરવા જાઉં છું. મારે ઈશ્વર પાસેથી અચળ સ્થાન મેળવવું છે.'

'બચ્ચા, ગુરુ પાસેથી મંત્ર લીધા વગર તપ નહિ થાય.'

'ત્યારે મહારાજ, તમેજ મને મંત્ર કહોને, તમને તો એ જરૂર આવડતો હશે.'

ધ્રુવની શ્રદ્ધા જોઈ નારદ ખુશખુશ થયા. નારદ મુનિએ ધ્રુવના કાનમાં બાર અક્ષરનો મંત્ર કહી દીધો. અને કહ્યું, 'પ્રહલાદ, પરાશર, પુંડરીક, વ્યાસ, અંબરીષ, શુક, શૌનક, ભીષ્મ, દાલ્ભ્ય, રુકમાંગદ, વસિષ્ઠ, વિભીષણ અને હું એ બધા એજ મંત્રનો જાપ કરીએ છીએ.'

ધ્રુવ આગળ ચાલ્યો અને નારદનું ગાયન ફરી શરૂ થયું.

૪

છ મહીના સુધી ધ્રુવે શું ખાધું શું પીધું એ હું જાણતો નથી. પણ સવાર ને સાંજ, બપોરે ને રાત્રે 'ૐ નમો ભગવતે વાસુદેવાય' એ બાર અક્ષરના મંત્રનો જાપ બરાબર ચાલતો હતો. જપ કરતી વખતે આંખ મીંચીને બેસવું જોઇએ એ તો ધ્રુવ જાણતો જ નહોતો. પણ ઈશ્વરની ભક્તિમાં એનું મન એટલું તો લીન થઇ ગયું હતું કે આંખ ઉઘાડી રાખવા છતાં એ કશું જોઈ શકતો નહોતો.

એમ કહેવાય છે કે કોઇ માણસ તપ કરવા બેસે એટલે ઇન્દ્રના પેટમાં બીક પેસી જાય છે; એના હૈયામાં ધબ ધબ ધબ થાય છે; રખેને આ માણસ તપ કરીને મારૂં સ્થાન લઇ લે, એમ માનીને તે તપમાં વિઘ્ન નાંખે છે.

ધ્રુવ બેઠો હતો ત્યાં એકાએક મોટા મોટા રાક્ષસો આવીને ઊભા અને 'હાઉ, હાઉ' કરવા લાગ્યા. એક કહે એને આપણે શેકીને ખાઇ જઇએ. બીજો કહે, ના ના, આ તો બાળક છે. એનું માંસ કુમળું હશે; એ તો કાચું ને કાચું ખવાય.

ધ્રુવે મોઢું સરખું ફેરવ્યું નહિ. એના હૈયામાં શ્રદ્ધા અને ભક્તિ જાગતી હતી. એ શાનો ડરે? ઈન્દ્રની ફજેતી થઇ અને ધ્રુવનું તપ વધ્યું. ઈન્દ્રે વિચાર કર્યો, આ રીતે છોકરાને ગાઠી નહિ શકાય. પોતાની મા ઉપર એની શ્રદ્ધા અપરંપાર છે. કોઈ અપ્સરાને એની માનો વેશ આપી એને લલચાવીએ તો જ કંઈ પત્તો ખાય. ઈન્દ્રની આજ્ઞાથી એક અપ્સરા સુનીતિનું રૂપ ધારણ કરી ત્યાં આવી ઊભી. ધ્રુવે એને મા જાણી પ્રણામ કર્યા. તે રોતીરોતી બોલી, 'બેટા, છોડી દે આ તપ. પેલા રાક્ષસો તને ખાઇ જશે. ઘેર આવીશ તો તને કેટલુંયે સુખ મળશે. રાણીએ લાત મારી તેથી શું થયું? આપણે ફરીથી એના બારણા આગળ ન જઇએ એટલે થયું.'

માતાનાં આ વચન સાંભળી ધ્રુવ ચોંકી ગયો. એણે કહ્યું, 'બા, આજ સુધી તારી શીખામણ આવી નહોતી. ધારેલું કામ હમેશાં પૂરૂં જ કરવું એમ તું જ કહેતી હતી ને ? સુખને તુચ્છ ગણવું એમ કેટલીયે વાર તેં મને કહ્યું છે. માન ખોઈએ એના કરતાં જાન જાય તે બહેતર એ આપણી કુળપરંપરા છે, એમ ક્યારનું તેં મને કહ્યું હતું. પછી આજે કેમ અવળી સલાહ આપે છે ?'

બિચારી અપ્સરા મૂંઝાઈ ગઈ. સુનીતિનો વેશ તે લઇ શકી. પણ સુનીતિની મોટાઇ તે ક્યાંથી લાવે ? ધ્રુવની સાદાઈ અને શુદ્ધતા જોઈ તેનું હૈયું પીગળી ગયું. આવા નિર્દોષ બાળકને છેતરવા હું આવી એ કેટલું ખરાબ કામ મેં કર્યું એમ એના મનમાં થઇ ગયું. અપ્સરા પગે પડીને બોલી, 'મને માફ કરજે, નાના યોગીરાજ, ઈન્દ્રે મને મોકલી હતી.' ધ્રુવનું ધ્યાન એટલું બધું એકાગ્ર હતું કે ઈન્દ્ર ઉપર ક્રોધ કરવાનું પણ એને મન ન થયું. ધ્રુવે પેલી અપ્સરાને કહ્યું, 'મા, તારા ઈન્દ્રને કહે કે તારૂં ઇન્દ્રપદ હું નથી લેવા માગતો. મારે તો એવું સ્થાન જોઇએ છે કે જ્યાંથી બીજું કોઇ મને ઊઠાડે કે બીજો તપસ્વી મને ખસેડી દે એવી ઇન્દ્રની પેઠે બીક સરખી પણ મારા મનમાં ન રહે. મારા તરફથી ઈન્દ્રને અભય છે.'

૫

છ મહીના પૂરા થયા. એકાએક પ્રકાશ દેખાવા લાગ્યો. શંખ, ચક્ર, ગદા, પદ્મ ધારણ કરી ચતુર્ભુજ વિષ્ણુ પ્રગટ થયા, વિષ્ણુએ કહ્યું, 'બેટા, તારે શું જોઇએ છે?'

'તારી ભક્તિ.'

'તે તો છે જ. બીજું તારે શું જોઇએ છે?'

'ભગવાન, અચળ સ્થાનની અભિલાષા રાખીને હું અહીં આવ્યો, પણ મોટા મોટા ઋષિમુનિને દુર્લભ એવું તારૂં દર્શન મને થયું. હવે બીજું શું માગું? કાચ ખોળવા ગયો ત્યાં રત્ન જડ્યું એના જેવી મારી સ્થિતિ થઇ છે. હું કૃતાર્થ છું. હવે મારે બીજું કશું નથી જોઇતું.'

ધ્રુવે કહ્યું કે મારે બીજું કશું નથી જોઈતું, પણ એના મનમાં એક અભિલાષા રહી હતી. એના હૈયામાં ભક્તિનો એટલો બધો ઊભરો આવ્યો હતો કે એને ભગવાનની સ્તુતિ કરવાનું મન થયું હતું. પણ ધ્રુવ બાળક નહોતો ભણ્યો કાવ્ય કે નહોતો ભણ્યો વ્યાકરણ. તે છંદ પણ જાણતો નહોતો અને અલંકાર પણ જાણતો નહોતો. ભગવાનથી અજાણ્યું શું રહે? ભગવાને પોતાના શંખનો ધ્રુવના ગળાને સ્પર્શ કર્યો

ને તરત જ ધ્રુવને દિવ્ય વાણી સ્ફુરી. તે ગાવા લાગ્યો.

> योऽन्तः प्रविश्य मम वाचमिमां प्रसुप्ताम्
> संजीवयत्यखिलशक्तिधरः स्वधाम्ना
> अन्यांश्च हस्तचरणश्रवणत्वगादीन्
> प्राणान्नमो भगवते पुरुषाय तुभ्यम् ।

"મારામાં પ્રવેશ કરી આ મારી સૂતેલી વાણીને જગાડનાર અને મારા કાન, હાથ. પગ, ત્વચા વગેરે સર્વ ઇન્દ્રિયો તેમજ મારા પ્રાણમાં પણ જીવન રેડનાર જે કોઇ પ્રભુ તું છે તેને હું વંદન કરૂં છું."

આવી સ્તુતિથી સંતુષ્ટ કોણ ન થાય! ભગવાને ધ્રુવને ઊઠાડી કહ્યું, 'ચાલ મારી સાથે. પેલો ઉત્તરમાં અચળ તારો દેખાય છે એજ સ્થાન તને આપું. આજથી તને બધા લોકો ધ્રુવલોક તરીકે ઓળખશે અને સૂર્ય, ચંદ્ર ગ્રહ, નક્ષત્ર, તારા અને અરુંધતિ સહિત સપ્તર્ષિ રોજ તારી પ્રદક્ષિણા કરશે.'

એ ચળકતા આસન પર ધ્રુવ હજી બેઠો છે, અને ત્યાંથી બધી દુનિયાને ભકિતના પાઠ ભણાવે છે. ગમે ત્યારે જુઓ, તે ઉત્તરમાં ધ્રુવ* જ છે.

---

* ધ્રુવ એટલે સ્થિર. સુનીતિને પેટે જ ધ્રુવનો જન્મ થઈ શકે છે, અને સુરુચિ અને સુનીતિ વચ્ચે અદેખાઇ તો હમેશાં ચાલે છે એનું રહસ્ય તમે સમજો છો ખરા?

## ૧૧

## ચોસૂકુરા*

તે ચોસૂકુરા વૃક્ષની વાત સૌ કોઈ જાણે છે.

એક ગામને છેડે તે મોટું વૃક્ષ હતું. તેને જ્યારે ફૂલ આવતાં ત્યારે એ લાલ ફૂલની પાંદડીઓ પવનથી ઊડીને આખું ગામ છાઇ નાંખતી. રસ્તા, ઘરો ને ઘાટ—બધું લાલ લાલ થઈ રહેતું.

તેની નીચે, એક નાના ખંડેરમાં ચાની દુકાન હતી. સવારે કામે જતી વખતે ગામના સૌ મજૂરો ત્યાંથી એકએક પ્યાલો ચાનો પી લેતા.

દુકાનદાર ઘણો ગરીબ હતો. ચા વેચીને પોતાનું ગુજરાન ચલાવતો. ધીમે ધીમે તેની ઘરાકી વધવા લાગી. પછી તો દુકાન પરથી ઘરાક જ ખૂટે નહિ. મળસકું થતાંથતાં તો ચોસૂકુરાની નીચે લોકો

* જાપાનના એક ઝાડનું નામ

ભરાઈ જાય. તેની સ્ત્રી તથા નાની છોકરી ચાની કીટલી લઇ દોડાદોડ કરી મૂકે. છતાં, એ બધાંને પહોંચી શકે નહિ. દુકાનદાર તો ફક્ત પૈસા લેવાનું જ કામ કરતો.

જોતજોતામાં દુકાનદાર પાસે પાંચ પૈસાનો જીવ થયો. પછી તો તેણે એ ખંડેર ભાગી ઘર બંધાવ્યું. લક્ષ્મી તેના ઘરમાં પગ બાંધી રહી.

સૌ કહેવા લાગ્યા કે આ યોસૂકુરાને લીધે તેનું ભાગ્ય ફર્યું. તે પોતે પણ એમ જ માનતો. જેના પ્રતાપથી તેના દુઃખના દિવસનો અંત આવ્યો તે વૃક્ષને તે દેવ પ્રમાણે પૂજતો. તે તેના દુઃખનું સાથી હતું, તેથી તેના તરફ તેની એક ખાસ પ્રકારની મમતા બંધાઈ હતી. તે ઘણી મહેનત અને સંભાળપૂર્વક પોતાને હાથે જ તેની સેવા કરતો. પછી તો વૃક્ષને અડકવાનો પણ કોઇને હુકમ નહોતો.

તેના આ સૌભાગ્યની વાત દેશવિદેશમાં પ્રસરી ગઈ. દેશાન્તરથી લોકો તે વૃક્ષ જોવા આવવા લાગ્યા. સૌ એમ જ માનવા લાગ્યા કે જો કોઇના ઘરમાં આ વૃક્ષની એક ડાળ પણ આવે તો તેને ત્યાં લક્ષ્મી વાસ કરીને રહે.

૨

એક દિવસ બપોરની વખતે તે એકલો બેઠો હતો. તેવામાં એક માણસ તેની સામે આવી ઊભો

રહ્યો. સૈનિકના વેશમાં તે સજ્જ થયેલો હતો. કમ્મરે તલવાર લટકતી હતી. તેનો ચહેરો જોતાં જ, તેનામાં સહેજ પણ કોમળતા હશે એવું લાગે નહિ. સાક્ષાત્ યમરાજ! તેણે કહ્યું, 'ચોસૂકુરા ઝાડ જોવા આવ્યો છું.'

તેને જોતાંવેંત જ દુકાનદારના મનમાં તેને વિષે બિલકુલ સારો અભિપ્રાય થયો નહોતો. અને પછી તેનો અવાજ તથા માગણી સાંભળીને તો તે કોપથી સળગી ઊઠયો. તે બોલ્યો, 'જોવા આવ્યો છે તો જો બાપુ! ઝાડને કાંઇ અમે પેટીમાં તો નથી રાખતાને?'

તે માણસે કહ્યું, 'ઝાડ ફક્ત જોવા જ નથી આવ્યો;— એક ડાળ જોઇએ છે! મથીમથીને મરી ગયો, પણ આજ સુધી ઘરમાં એક કોડી સરખીયે લાવી શક્યો નથી. લોકો કહે છે કે આ ચોસૂકુરાની એક ડાળ ઘરમાં રાખી હોય તો પૈસાની ખોટ જ ન રહે. મારે તેનું પારખું જોવું છે!'

દુકાનદાર બોલ્યો, 'તે કાંઇ બનશે નહિ, ભાઇ! આ ઝાડ હું કોઇને કાપવા દેતો નથી.'

તે માણસ સહેજ હસીને બોલ્યો, 'મને એવો ન ધારતા કે તમે મના કરશો એટલે જતો રહીશ; હું તો જે વસ્તુ મારા મનપર લઉં છું તે પાર જ ઉતારૂં છું.'

દુકાનદારે કહ્યું, 'તેમ હશે; પણ અહીં તો તે બની શકશે નહિ.'

આ સાંભળતાં વેંત તે માણસનું અંગ ક્રોધથી થરથર કંપવા લાગ્યું. એક શબ્દ પણ બોલ્યા વિના તે ઝાડ પાસે ગયો અને તે કાપવા મ્યાનમાંથી તલવાર કાઢી.

દુકાનદાર પણ ત્યાં દોડી ગયો ને ગુસ્સાથી બોલ્યો, 'ખબરદાર!'

પણ તેના કહેવા ઉપર પેલાએ લક્ષ જ ન આપ્યું. તેણે તલવાર ઉગામી.

દુકાનદારથી આ દેખ્યું ન ગયું. વીજળીવેગે દોડી તે ઝાડને બે હાથે બાઝી પડયો. તલવાર આવીને તેના અંગ ઉપરજ પડી.

૩

દુકાનદારના મૃત્યુ પછી ચાની દુકાન બંધ થઇ ગઇ. તેની સ્ત્રી તથા કન્યા દુઃખી થઇને ગામ તજી ચાલ્યાં ગયાં. ઘર ભાંગી ગયું. ચોસ્કુરાનો વિશાળ છાંયડો સુનકાર થઇ ગયો. ઝાડ પણ જાણે દિવસે દિવસે સૂકાવા લાગ્યું. તે સ્થળની આવી દુરવસ્થા જોઇ ગામના લોક આંખમાંથી આંસુ પાડી કહેતાં, 'શું હતું ને શું થઇ ગયું!'

જે માણસને લીધે આવું થયું હતું તેની દુરવસ્થાનો તો આ બનાવ પછી પાર જ ન રહ્યો. તેની ગરીબી અનેકગણી વધી ગઇ. બે વખત કોળિયો ધાન પણ ન મળે. 'આણે ખૂન કર્યું છે' એમ કહી ગામના

લોકો તેને આંગળી ચીંધતા ને પોતાથી દૂર રાખતા. તેનું જીવન ભારરૂપ થઇ પડ્યું. લોકો કહેતા, 'ચોસૂકુરા વૃક્ષ ઉપર હાથ ઉગામ્યો છે તે હવે શી રીતે જંપીને બેસી શકે ?'

આ સાંભળી ક્રોધથી તે બોલતો, 'હવે તો હું એ ચોસૂકુરાને જડમૂળથી ઉખેડી નાંખીશ !'

તેના વૃદ્ધ પિતાએ કહ્યું, 'ના બાપુ, આપણે હવે એ કામ નથી કરવું; મારી ખાતર પણ કરીશ મા. નહિ તો વળી કોણ જાણે શુંયે થશે !'

પણ તેણે પિતાની વાત માની નહિ.

૪

રાત્રે તે ચોસૂકુરા વૃક્ષ તળે ગયો. તે સ્થળે તે વેળા કોઈ નહોતું. ચોમેર ઘોર અંધકાર હતો. ચારે દિશા ખાવા ધાતી હતી. તેના મનમાં થયું કે નિર્મૂળ થતી વખતે ઝાડ ભયથી થરથર કંપે છે. તેને ખૂબ મજા પડી. તે ખૂબ જોરથી 'હા હા' કરતો હસી ઊઠ્યો. ચોસૂકુરા વૃક્ષને પાંદડેપાંદડેથી જાણે તે વિકટ હાસ્યનો પ્રતિધ્વનિ થવા લાગ્યો !

એટલામાં તો તેણે સાંભળ્યું કે મનુષ્યના સ્વરે ઝાડ બોલે છે, 'માર મા,...મને માર મા. તેમ કરવાથી કદી તારૂં ભલું નહિ થાય.'

ઝાડને મનુષ્યને સ્વરે બોલતું સાંભળી તે ચમક્યો. તેના અંગમાં ઝણઝણાટ થઈ રહ્યો.

તે ન ગણકારતાં તે બોલ્યો, 'ભલું થાઓ, ભૂંડું થાઓ—આજ મારા હાથમાંથી તું બચવા પામીશ નહિ!'

વૃક્ષ ફરી બોલ્યું, 'હજી પણ સમય છે. હજી પણ પાછો ફર. નહિ તો તારી દુર્ગતિનો પાર રહેશે નહિ!'

આ સાંભળી તે ફરી એકવાર હસ્યો. ફરી તેના હાસ્યથી એવડું મોટું ચોસૂકુરા વૃક્ષ કંપી ઊઠ્યું.

મ્યાનમાંથી તલવાર કાઢી તેણે વૃક્ષ ઉપર ઘા કર્યો. મનુષ્યના સ્વરે વૃક્ષ કારમી કિકિયારી પાડી ઊઠ્યું. તે વખતે તેનું કઠોર હૃદય પણ કોણ જાણે શાથી કંપી ઊઠ્યું.

ચોસૂકુરાની ટોચ ઉપર તે વેળા ચંદ્રનો ઉદય થયો. તેના પ્રકાશમાં તેણે જોયું તો તેની તલવાર લોહીથી ખરડાયેલી હતી. તેણે વિચાર્યું કે 'આ તો નવાઈની વાત! આવું તો ક્યાંયે દીઠું નહિ. વૃક્ષમાં મનુષ્યનું લોહી!'

એટલામાં ચંદ્રનો પ્રકાશ વધુ ઉજ્જ્વળ થયો. તેણે જોયું કે છેદાયેલા મસ્તકવાળો એક મનુષ્યનો દેહ પડ્યો છે!

આ શું? એ તો એનો વૃદ્ધ પિતા!

(બંગાળી પરથી)

## ૧૨

## 'સ્ટીમર'

અમારી સ્ટીમર તા. ૨૦મીએ બપોરના ઉપડવાની હતી. આ સ્ટીમરનું નામ કરોઆ છે. તે બ્રિટિશ ઇંડિયા સ્ટીમ નેવિગેશન કંપનીની સ્ટીમર છે. આ જ કંપનીની સ્ટીમર રંગૂન કલકત્તા વચ્ચે પણ આવજા કરે છે. અમારી કરોઆ મુંબઈથી ઊપડી ઇસ્ટ આફ્રિકા પર થઈને ઠેઠ ડરબન સુધી જશે અને ત્યાંથી પાછી મુંબઈ આવશે.

કરોઆ ૭૦૦૯ ટનેજની સ્ટીમર છે; એટલે કે સ્ટીમરનું પોતાનું વજન તેમજ તેના ઉપર ચડેલ માલ, ઉતારૂઓ વગેરેનું વજન ૭૦૦૯ ટન સુધી થાય ત્યાં સુધી સ્ટીમરને અડચણ ન આવે એટલી તેની શક્તિ આંકવામાં આવી છે. કરોઆ ઍલેક્ઝાન્ડ્રા ડૉકના પાંચમા નંબરના બારામાં ઊભી હતી. પહેલાં

તો અમારા સામાન પર કંપની તરફથી છાપેલી મોટી ચિઠ્ઠીઓ ચોંટાડવામાં આવી. મારી તેમજ ગૌરીશંકરની ટિકીટ સેકંડ કલાસની હતી એટલે અમને બીજી તો કોઇ હાડમારી નહોતી, પરંતુ સામાન જોખનારા અને ચડાવનારા 'પંડયાઓ' આ તીર્થમાં ખડા હતા! સ્ટીમર પર સામાન્ય રીતે સામાનની કડકાઈ હોતી નથી; તેમાં પણ સેકન્ડ કલાસને માટે તો ન જ હોય. છતાં, આ સ્ટીમર કંપનીનાં માણસો સાંભળવા પ્રમાણે એટલાં બધાં લાંચિયાં છે કે ન પૂછો વાત. મને લાગે છે કે કોઇ વખત એકાદ માણસે અહીં બંડ જગાવવું પડશે.

સ્ટીમરે બરાબર અઢી વાગે લંગર ઉપાડયું. અલેક્ઝાન્ડ્રા ડૉકમાંથી બેલાર્ડ પિયર થઇ અમે ભરદરિયે ઝૂકાવ્યું. સ્ટીમર ઉપડયા પછી હું મારી કૅબિનમાં ગયો. મારી કૅબિન તો ઠેઠ ડેક ઉપર જ્યાં ફર્સ્ટ કલાસની કૅબિનો છે ત્યાં હતી. આ કૅબિનને લોકો સ્પેશિયલ સેકંડ કલાસ કહે છે. સેકંડ કલાસની બીજી બધી કૅબિનો કરતાં આ કૅબિનમાં વધારે હવા ને પ્રકાશ છે; એક તો ઠેઠ ઉપર અને એક નાની બારીને બદલે ચાર મોટી સુન્દર બારીઓ.

કૅબિનમાં સામાન ગોઠવીને હું સ્ટીમર પર જોવા નીકળ્યો. સ્ટીમરમાં ફર્સ્ટ કલાસ તેમજ સેકંડ

ક્લાસના ઉતારૂઓ માટે તો ઘણી સરસ સગવડ હોય છે. તેમને માટે કૅબિન, તેમને માટે સલૂન, તેમને હરવાફરવા માટે અલાયદો ડેક, તેમને માટે બીડી પીવાનો ખાસ ઓરડો અને તે ઉપરાંત મૂતરડીઓ, પાયખાનાંઓ, નહાવાના બાથરૂમો અને ભોજનનો ઓરડો પણ. આ બધાંએ સુંદર અને ચોખ્ખાં. ઉપર ગણાવ્યાં તે બધાં સ્થાનોને અતિશય ચોખ્ખાં રાખવા માટે નોકરો ઊભે પગે ખડા જ હોય છે. બે જણ તો પાયખાનાં તથા મૂતરડીઓ પાસે ઊભે પગે ખડા; ચાર જણ તો બારી બારણાંનાં હેન્ડલોને ઘસીઘસીને ચકચકીત જ કર્યે રાખે; એક માણસ તો બધા લાકડાના ફર્નિચરને જ દરરોજ સાફ કરે; એક જણ તો દાદરના રબ્બરને જ ઘસે; વાળવું ચોળવું, કાચ ઘસવા, ગાદીઓ ચોખ્ખી કરવી, બિછાનાં બિછાવવાં, સાબુ બદલવા, ટબનું પાણી કાઢી નાંખવું તથા નવું ભરવું, આ બધું રોજ થયાં જ કરે. જો એક દિવસ સૂર્ય ન ઊગે તો આ પ્રમાણે ન થાય.

દરેક કૅબિનમાં ચાર ઉતારૂઓને રાખવામાં આવે છે. અને આ ચારે ઉતારૂઓ માટે એક એક પલંગ, ગાદલું, ચાદર, બે ઓશિકાં તથા એક ધૂંસો એટલી ચીજો કંપની તરફથી આપવામાં આવે છે. ઉપરાંત, ડીલ લૂછવા માટે એક તથા મોઢું લૂછવા માટે એક, એમ બબ્બે ટુવાલો પણ આપવામાં આવે છે. તે

સિવાય, દરેક કૅબિનમાં એક ટેબલ, પાણીનો નળ, હાથે ધોવા માટે સાબુઓ, પાણીના ગ્લાસો અને રાત્રે પેશાબ કરવા માટે પાત્રો પણ ગોઠવેલાં હોય છે. કંપનીના બધા સામાન પર બી. આઈ. એસ. એન. કું. ની છાપ હોય છે — તેમના સાબુઓ ઉપર પણ એ છાપ! કંપનીના વપરાશ માટે જે સાબુઓ આવે છે તે ઠેઠ ગ્લાસગોના બનેલા હોય છે. આ સ્ટીમર પણ ગ્લાસગોમાં બાંધેલી છે. અને કપડાંલત્તાં તો ત્યાંનાં હોય તેમાં આશ્ચર્ય જ નહિ. આ ઉપરાંત, દરેક કૅબિનમાં એક વીજળીની બત્તી, એક વીજળીનો પંખો, અને નોકરને ગમે તે વખતે બોલાવવા માટે એક ઘંટડી, એટલું હોય છે. નોકર દરરોજ કૅબિન વાળી જાય છે, બિછાનાં ગોઠવે છે, પાણી, દારૂ, સોડાં વગેરે લાવી આપે છે અને બૂટ-પૉલિશ કરે છે. બે ત્રણ કૅબિનો વચ્ચે એક નોકર હોય છે.

કૅબિનો ઉપરાંત, સેકંડ તથા ફર્સ્ટ કલાસના ઉતારૂઓ માટે સલૂન જેવી ખાસ જગ્યા હોય છે. અમારી કૅબિન પાસે જ સેકંડ કલાસનું સલૂન છે. અહીં સેકંડના ઉતારૂઓ વાંચે છે, ચા કૉફી પીએ છે, કોઈવાર ધૂમાડો કાઢે છે ને ગપ્પાં લગાવે છે. આ સલૂનના એક સુન્દર ટેબલ પર મારી જગ્યા રીઝર્વ્ડ થઈ ગઈ છે, અને મારા મિત્રો આ ટેબલને

'પ્રોફેસર સાહેબ કા ટેબલ' કહે છે. આ સલૂનમાં બેઠાંબેઠાં દરિયો મજાથી જોઈ શકાય છે.

સલૂનની પાસે જ સેકંડ કલાસના ઉતારૂઓને હરવાફરવા માટે 'ડેક' છે. આ ડેક પર ઘણા ઉતારૂઓ પોતાની આરામખુરશીઓ નાંખી પડે છે, અથવા તો હરેફરે છે. કોઈકોઈવાર આ ડેક ઉપર વાદવિવાદ ચાલે છે, તો વળી ઘણીવાર જાળી બાંધીને રમતો પણ રમાય છે. સવાર અથવા સાંજની શાન્તિમાં ડેક ઉપર આરામખુરશી નાંખી પડવું અને દૂર દૂર દરિયા પર તથા ઊગતા આથમતા સૂર્ય પર નજર નાંખવી એ પણ એક સદ્ભાગ્ય સમજવું.

સલૂનની પાસે જ બીડી પીવાનો ખાસ ઓરડો છે. આ અંગ્રેજ લોકોની તો મને સમજ જ નથી પડતી! એક તો બીડી પીવા જેવાં કામ, અને તેને માટે વળી પ્રતિષ્ઠાવાળો ઓરડો! આ ઓરડો બહુ જ ભભકાદાર છે. તેમાં સુન્દર ખુરશીઓ, સુન્દર કોચો, સુન્દર ટેબલો, એક પિયાનો વગેરેનો શણગાર છે. જે માણસ કદી બીડી ન પીતો હોય તેનો પણ આ ઓરડાની ખાતર એક વાર બીડી પીવાનું મન થઈ જાય એવો એ મોહક છે! બીડી પીવાની આદતને આવી પ્રતિષ્ઠા તો આ લોકો જ આપે. હું તો એ ઓરડામાં જતો જ નથી.

હવે આવ્યાં સેકંડ કલાસનાં પાયખાનાં, મૂતરડીઓ, સ્નાનગૃહ વગેરે. આ બધાં અતિશય સ્વચ્છ છે એમ તો એકદમ કબૂલ કરવું જોઇએ. આપણા લોકોએ સ્વચ્છતાની બાબતમાં હજી ઘણા પાઠો શીખવાના છે એ તો આપણે સૌ સમજીએ છીએ. તેમાં પણ પાયખાનાની સ્વચ્છતા તો આપણે ખાસ વિચારવાની છે. સેકંડ કલાસના પાયખાનામાં ચોવીસે કલાક પાણી વહ્યાં જ કરે છે; અને મૂતરડી પણ જરાયે ગંધાતી નથી. નહાવાની ઓરડીઓ પણ તેવી જ ચોખ્ખી. બે વેંતનું મસોતા જેવું પોતિયું પહેરીને ચોપડસ્નાન કરનારા મારા પ્રશ્નોરા ભાઇઓને આ બાથરૂમોમાં નવરાવ્યા હોય તો! એમ ઘણીવાર થઈ જાય છે.

છેલ્લે આવે સેકંડ કલાસનો ભોજનનો ઓરડો. વચ્ચોવચ્ચ મોટું ટેબલ, એ ટેબલ પર સુન્દર લીલી બનાત જડેલી; એની બન્ને બાજુ બેઠક ફરી શકે તેવી ખુરશીઓ; ટેબલ પર બે સ્વચ્છ ફૂલદાન, અને તેની પાસે આંખને હરે તેવા રંગવાળા દારૂની શીશીઓ! ઉપર પંખા ચાલે અને દૂર ખૂણામાં સંગીત ચાલી રહે. આ ઓરડાની આ શોભા.

આ બધાં સેકંડ કલાસના ઉતારૂઓનાં સ્થાનો. ફર્સ્ટ કલાસના ઊતારૂઓ માટે આવા જ પ્રકારની સગવડ, પણ વધારે કીમતી. તેમના અરીસા વધારે

મતી, તેમનું ફર્નિચર વધારે સુન્દર, તેમના બીડી .વાના ઓરડામાં સિગારેટની રાખ ખંખેરવા માટે ડબીઓ વગેરે.

હવે આપણે થર્ડ કલાસનાં સ્થાનો તરફ વળીએ.

થર્ડ કલાસના ઉતારૂઓ 'ડેક-પૅસેંજર' કહેવાય i. તેમને બેસવા માટે નીચે ભંડકો અને ફાળકાઓ .ાય છે! રેલવેના થર્ડ કલાસમાં જેમ ઉતારૂઓને ટાંની માફક પૂરવામાં આવે છે તેમ અહીં પણ છે. ઓ બિચારા ગમે તેમ જ્યાં ત્યાં પોતાનો સમાસ રી લે છે. તેમનાં સ્થાનોમાં નથી પૂરતો પ્રકાશ, થી હવાની પૂરતી આવજા, નથી જરાએ સ્વચ્છતા. .ક તરફ યુરપીઅન લોકોના ઉપયોગ માટે સાચવેલાં ટાં બેં બેં કરતાં હોય, એક તરફ ઘોડા કે ભેંશ ખાલ જેટલું મૂતર કાઢી રહ્યાં હોય, એક બાજુ જીઠાં વાસણોનો ગંજ ઉટકાતો હોય, એક તરફ .ાયખાનાં અને મૂતરડીઓ બો મારી રહ્યાં હોય, .ક બાજુ યુરપીઅન વીશી, ખારવાઓનું રસોડું મજ મુસલમાન ભાઇઓનું રસોડું એ ત્રણે ગ્યાઓમાંથી માંસની દુર્ગંધ ઉછળી રહી હોય, અને માં પણ એક બાજુ વહાણના નોકરો વહાણ .ાવાને બહાને ચારે તરફ પાણી ઊડાડી રહ્યા .ાય;—આ સર્વની વચ્ચે થર્ડ કલાસના ઉતારૂઓ .તાનું સ્થાન લે છે અને દસ વીસ દિવસ સુધી

જીવે છે! અલબત્ત, આમાં આપણા ઉતારૂઓનો પણ મોટો દોષ છે. આપણી ગંદી ટેવો આમાં પણ અમુક અંશે જવાબદાર છે. પરંતુ જે ઉતારૂઓની કમાણી પર કંપનીનો આવો મોટો આધાર છે તેનો કેવો અનાદર થાય છે તે પણ જોવા જેવું છે. પણ આવા બધા પ્રશ્નોનો નીકાલ તો સ્વરાજ્યના નીકાલની સાથે જ આવે, માટે આપણે જવા દઇએ.

થર્ડ કલાસના ઉતારૂઓની સંખ્યા તો મોટી જ હોય છે. અમારી જ સ્ટીમરમાં ૪૦૦–૫૦૦ હશે. તેમને માટે હરવાફરવાની જગ્યા નથી. તેમનાં પાયખાનાં, મૂતરડીઓ વગેરે ખૂબ ગંદાં હોય છે,—જવું ન ગમે તેવાં ગંદાં. તેમને માટે જે નળો છે તેનો ઉપયોગ થતો જોઇએ ત્યારે તો ચીતરી જ ચડે. નળે એક ભાઈ કળશે જઇને હાથ ધોવા આવે, ત્યાં એકાદ બ્રાહ્મણ શરીર ચોળતો ચોળતો અને ગંગાલહરી બોલતો નહાતો જાય; અને હજી આ ખેલ શરૂ છે, ત્યાં એક મુસલમાન ખીચડી પકાવવા માટે ખીચડી ધોવા આવે;—પણ હવે પેલો ખારવો માછલાં ધોવા ઊભો રહ્યો છે તેનું? કોઇ બિચારી કાઠિયાવાડની વૈષ્ણવ બાઇ રાંધવાનું પાણી લેવા માટે ઊભી હોય તેનો તો પત્તો આવાનો જ ન હોય. આ દૃશ્ય આખો દિવસ, એક યા બીજા રૂપમાં ચાલુ જ હોય છે.

આ ભંડક વગેરેના ભાગમાં આપણી હિંદુઓની તેમજ મુસલમાનોની વીશીઓ છે. આપણા ઘણા મુસલમાન તેમજ હિંદુ ભાઈઓ આ વીશીમાં જમે છે. આપણા સેકંડ કલાસના ઉતારૂઓ પણ મોટે ભાગે યુરપીઅન વીશીમાં ન જમતાં આ વીશીમાં જ જમે છે. આ વીશીઓ આપણા જીવનની અસ્વચ્છતાનો પૂરેપૂરો નમૂનો છે. મુસલમાન તેમજ હિંદુ વીશીઓ માટે એક એક ઓરડી આપવામાં આવી છે. આ બંને ઓરડીઓ વચ્ચે જાળીની એક સાદી આડશ કરેલી છે. હિંદુ વીશીમાં બે પ્રકારનું ખાવાનું મળે છે: સામાન્ય અને સ્પેશ્યલ. મુંબઈથી મોંબાસા આવનાર માણસે સામાન્ય ખોરાક માટે સોળ રૂપિયા આપવા પડે છે અને સ્પેશ્યલ માટે બત્રીસ આપવા પડે છે. સ્પેશ્યલવાળા વીશીમાં જમવા જતા નથી, પણ પોતાની જગ્યાએ ભાણું મંગાવે છે. સામાન્યવાળાને પોતાનું ભાણું મંગાવવું હોય તો પાંચ રૂપિયા વધારે આપવા પડે છે. સામાન્યમાં સવારે ચા ને પૂરી; બપોરના દાળ, ભાત, શાક; સાંજે ખીચડી ને શાક. સ્પેશ્યલવાળાને સવારે ચા પૂરી સાથે શાક; બપોરના રોટલી, વધારામાં બે શાક, અથાણું, પાપડ; ચાર વાગે ચા; સાંજે ખીચડી, શાક, પૂરી; રાત્રે ચા. આટલું તો ઠીક; પરંતુ આ વીશીવાળાઓ પોતાની ઓરડીમાં જે રીતે રાંધે છે તે જુઓ, તેમનો સામાન જુઓ,

વીશીની પાસે જ ચાલવાના રસ્તામાં આપણાં લોકો દાળ, ભાત અને ખીચડી ચડાવવા બેસી જાય છે તે જુઓ, તો આપણને મુંબઇના લૉજો તો સારા લાગે. આ વીશીમાં વાસી ગંદાં શાક, રાંધનારાઓનાં અતિશય ગંદાં કપડાં, મેંદાના લોટની સાથે માવાનું મિશ્રણ કરીને બનાવેલી મીઠાઇ, તેમનાં ઉટક્યા વિનાનાં વાસણો, તેમનો મસાલાનો કચરો, આ બધાંમાં મને તો આપણી અસ્વચ્છતાનું જ પ્રતિબિંબ દેખાય છે. જે પ્રજાનાં રસોડાં ને પાયખાનાં ગંદાં તે પ્રજા જ ગંદી એ મને અહીં વધારે સ્પષ્ટ થયું. મને લાગે છે કે આપણા કોમળ લોકો આ ગંદકીથી ત્રાસીને જ યુરપીઅન લોકોની ટેબલ પરની ચોખ્ખાઈ પસંદ કરે છે અને તેમનો ખોરાક લેવા પ્રેરાય છે. આપણે આપણા જીવનમાંથી આ ગંદકી દૂર કર્યે જ છૂટકો છે.

નાનાભાઇ

૧૩

# ગોકર્ણની યાત્રા

લંકાપતિ રાવણ હિમાલયમાં જઈને તપશ્ચર્યા કરવા બેઠો. એની માએ એને મોકલ્યો હતો. શિવપૂજક મહાન સમ્રાટ રાવણની મા શું મામૂલી પથરાના લિંગની પૂજા કરે? એણે દીકરાને કહ્યું, 'જા બેટા, કૈલાસ જઈ મહાદેવ પાસેથી જ એનું આત્મલિંગ લઈ આવ. તો જ મારે ત્યાં પૂજા થઈ શકે.' માતૃભક્ત રાવણ ઊપડ્યો. માનસ સરોવરમાંથી રોજ સહસ્ર કમળ તોડી કૈલાસનાથની પૂજા કરવા લાગ્યો. તપશ્ચર્યા હજાર વરસ ચાલી. એક દિવસ, કોણ જાણે શાથી, નવ કમળ ઓછાં આવ્યાં. પૂજા કરતાં કરતાં ઊઠાય નહિ અને સહસ્રની સંખ્યામાં એક પણ કમળ ઓછું હોય એ ચાલે નહિ. હવે શું થાય? આશુતોષ મહાદેવ શીઘ્રકોપી છે. સેવામાં

જરાક ન્યૂનતા આવે તો સર્વનાશ જ. રાવણની બુદ્ધિ કે હિંમત કાચી નહોતી જ. તેણે એક એક શિરકમળ ઉતારી ચડાવવા માંડ્યું. આવી ભક્તિથી શું ન પ્રાપ્ત થાય? ભોળાનાથ રાજી થયા. કહેવા લાગ્યા, 'વર માગ; વર માગ. જેટલું માગે તેટલું ઓછું.' રાવણે કહ્યું, 'મા પૂજામાં બેઠી છે. તારું આત્મલિંગ જોઈએ છે.' શબ્દ નીકળવાની જ વાર. શંભુએ હૃદય ફાડી આત્મલિંગ કાઢી આપ્યું.

ત્રિભુવનમાં હાહાકાર વર્તી ગયો. દેવોના દેવ મહાદેવ આત્મલિંગ આપી બેઠા! અને તે પણ કોને? સુરાસુરના કાળ રાવણને! હવે ત્રિલોકનું શું થશે? બ્રહ્મા વિષ્ણુ પાસે દોડ્યા. લક્ષ્મી સરસ્વતીને પૂછવા ગયાં. ઇન્દ્ર મૂર્છિત થયો. આખરે વિઘ્નનાશક ગણ-પતિની સૌએ આરાધના કરી અને કહ્યું, 'ગમે તે કરજે, પણ આ લિંગ લંકા પહોંચવા ન પામે એમ કરજે.'

મહાદેવે રાવણને કહ્યું હતું, 'લે આ લિંગ, જ્યાં જમીન પર રાખીશ ત્યાં જ સ્થિર થઈ જશે.' મહાદેવનું લિંગ પારા કરતાંયે ભારે. રાવણ લઈને પશ્ચિમ સમુદ્રને કિનારે કિનારે જતો હતો. સાંજ પડવા આવી હતી. રાવણને લઘુશંકાની હાજત થઈ. શિવલિંગ હાથમાં રાખી બેસાય નહિ; જમીન પર તો કેમ જ રખાય? આ મૂંઝવણ ચાલતી હતી ત્યાં

દેવોના સંકેત પ્રમાણે ગણેશજી ભરવાડના છોકરાનું રૂપ લઈને ગાયો ચારતા પ્રગટ થયા. રાવણ કહે, 'અલ્યા છોકરા, આ લિંગ જરાક ઝાલ જોઉં. જમીન પર રખે મૂકતો.' ગણેશ કહે, 'આ છે તો ભારે. થાકી જઈશ તો ત્રણ વાર બૂમ પાડીશ. એટલામાં તું આવ્યો તો ઠીક. નહિ તો પછી તારી વાત તું જાણે.'

હાજત તો લઘુશંકાની જ હતી. એને કેટલી વાર લાગે? રાવણ બેઠો. કોણ જાણે આજ એના પેટમાં સાત સમુદર ભરાઈ રહ્યા હતા! જનોઈ કાને ભેરવી એટલે લો બોલાય પણ નહિ! સિદ્ધિવિનાયકે કરાર પ્રમાણે ત્રણ વાર રાવણના નામની બૂમ પાડી અને 'અરૂ રૂ રૂ રૂ'ની ચીસ પાડી લિંગ જમીન પર મૂકી દીધું! મૂક્યું કે પાતાળ સુધી તે પહોંચી પણ ગયું. રાવણ ક્રોધે રાતો થઈને આવ્યો અને ગણપતિના કપાળમાં ભડાક દઈને મુક્કો માર્યો. ગજાનનનું માથું લોહીલોહાણ થઈ ગયું.

પછી રાવણ દોડ્યો લિંગ ઉખેડવા. પણ તે વાત તો હવે અશક્ય હતી. પાતાળ સુધી ગયેલું લિંગ હાથમાં કેમ આવે? આખી ધરતી ધ્રૂજે પણ લિંગ બહાર આવે નહિ. આખરે રાવણે લિંગ ઝાલી આમળી નાંખ્યું; એટલે એના ચાર કકડા હાથમાં આવ્યા. નિરાશાના આવેશમાં તેણે ચારે કકડા ચાર દિશામાં ફેંકી દીધા અને બિચારો લંકા પાછો ગયો.

આમળેલા લિંગનો મુખ્ય ભાગ જે રહ્યો તે જ ગોકર્ણ-મહાબળેશ્વર. આખી પૃથ્વી પર એના કરતાં વધારે પવિત્ર તીર્થસ્થાન નથી.

ગોકર્ણ મહાબળેશ્વર કારવાર અને અંકોલા એ બે બંદર વચ્ચે આવેલા તદડી બંદરથી છએક માઈલ દક્ષિણે બરાબર સમુદ્રને કાંઠે આવેલું છે. દક્ષિણ દેશમાં કાશી કરતાંયે એનું માહાત્મ્ય વધારે છે. લિંગ મોટે ભાગે જમીનની અંદર જ છે. તેની જળાધારીમાં વચ્ચોવચ એક મોટું કાણું રાખેલું છે, તેમાંથી અંદર અંગૂઠો નાંખીએ ત્યારે અંદરના લિંગનો સ્પર્શ થાય. દર્શનનો તો સવાલ જ નહિ. ત્યાંના પૂજારીઓ કહે છે કે લિંગની શિલા અત્યંત સુંવાળી છે. ભક્તોના સ્પર્શથી એ ઘસાઈ જાય છે, તેથી પ્રાચીન લોકોએ આ વ્યવસ્થા કરી છે. ઘણા વખત પછી શુભ શુકન થાય એટલે જળાધારી કાઢી આજુબાજુનું ચણતર દૂર ખસેડી મૂળ લિંગ બે ત્રણ હાથ ઊંડે સુધી ખુલ્લું કરે છે. અમુક મહીના સુધી ખુલ્લું રાખ્યા પછી મોતીચૂનો બનાવી આસપાસનું ચણતર ફરી ચણી નાંખે છે. આ ક્રિયાને, હું ભૂલતો ન હોઉં તો 'અષ્ટબંધ' કે એવું જ કંઈક નામ આપેલું છે.

અમે કારવાર હતા ત્યારે એક વાર કપિલાષષ્ઠી જેવો દુર્લભ અષ્ટબંધનો એ યોગ આવ્યો. પિતાશ્રી,

આઈ અને હું, અમે ત્રણ જણાં જ એ યાત્રાએ ગયાં. તદડી બંદર ઉપર મને તેડી લેવા માટે કૂલી કરવામાં આવ્યો હતો. એના ખભા ઉપર બેસી હું ગોકર્ણ ગયો. કોટિતીર્થમાં નહાયો. ગોકર્ણ–મહાબળેશ્વરનું દર્શન કર્યું. સ્મશાનભૂમિ અને તેની રખવાળી કરનાર હરિશ્ચંદ્રનું દર્શન કર્યું. હાડકાં નાંખીએ તો હાડકાં ઓગળી જાય એવા પાણીવાળું એક તીર્થ જોયું. અહલ્યાબાઈના અન્નછત્રમાં તે સાધ્વીનું બાવલું જોયું. માથે ધવાયેલા બે હાથવાળા ગજાનનનું દર્શન કર્યું. બ્રહ્માની એક મૂર્તિ જોઈ. અને સૌથી અગત્યની વાત તે રાવણની પેલી પ્રખ્યાત લઘુશંકાનો કુંડ પણ જોયો. આજે પણ તે ભરેલો હોય છે ને નાક ફાડી નાંખે એટલો ગંધાય છે. બીજું ઘણું જોયું હશે, પણ આજે તે યાદ નથી. હા, આ પ્રદેશની ખાસિયત તો કહેવી ભૂલી જ ગયો. ઘર ગરીબનું હોય કે તવંગરનું, જમીન તો ગારાની, પણ કાળા આરસપહાણ જેવી સખત અને ચકચકતી જ હોય. સાચ્ચે જ, અંદર મોઢું દેખાય! ગરમીના દિવસોમાં બપોરે કંઈ પણ પાથર્યા વગર માણસ એ ગારાની છો પર સુખેથી સૂઈ શકે. વખતોવખત આ જમીન છાણ ને મેશ મેળવી તેનાથી લીંપવામાં આવે છે. પણ આ લીંપણ હાથ વડે થાય નહિ. સોપારીના ઝાડ પર એક જાતનું પૂંઠું તૈયાર થાય છે. તે વડે જમીન ઘસી-

ઘસીને આપવામાં આવે છે. આ પૂંઠાને ત્યાંની ભાષામાં 'પોવલી' કહે છે.

ગોકર્ણથી પાછા આવતાં તદડી સુધી દરિયાવાટે વાફર અથવા સ્ટીમલૉંચમાં બેસીને જવાનો વિચાર રાખેલો. મોસમનું તોફાન શરૂ થવાને બહુ જ થોડા દિવસ હતા. આઠ દિવસ પછી આગબોટો પણ બંધ થવાની હતી. એટલે પાછા જનાર યાત્રાળુઓની ભીડ પાર વગરની હતી. તદડી બંદરેથી ચડનાર લોકોને સ્ટીમરમાં જગ્યા મળે કે નહિ એની જ શંકા હતી. એટલા માટે જ અમે સ્ટીમલૉંચમાં બેસી સ્ટીમર સુધી વહેલા પહોંચવાનું પસંદ કર્યું હતું.

ગોકર્ણનું બંદર કંઈ બાંધેલું નથી. કાંઠેથી છાતી જેટલા પાણી સુધી તો ચાલીને જવું પડતું. ત્યાં એક હોડીમાં બેસી સ્ટીમલૉંચ સુધી જવું પડતું. જુવાન લોકો હોડી સુધી ચાલતા જાય. બૈરાંછોકરાં તો કૂલીની ખાંધે બેસી અથવા બે કૂલીના હાથની પાલખી બનાવી તેના પર બેસી જાય.

શરૂઆતમાં જ એક અપશુકન થયા. એક ગરીબ ડોશી ખૂબ સ્થૂળ હતી. પણ એ કૂલી કરવા જેટલા પૈસા એની પાસે નહોતા. એણે એક કૂલીને સહેજ વધારે મજૂરી આપવાની લાલચ બતાવી પોતાને ખાંધે ઉપાડી જવાનું કબૂલ કરાવ્યું. પેલો લોભી હતો દૂબળો. એ કાંઠે બેઠો. વિધવા ડોશી

એને ખંધોલે સવાર થઈ. પણ ફૂલી ઊઠવા જાય છે ત્યાં તો બંને તોલ ગુમાવી ગબડી પડ્યાં. એટલામાં એક અદેખા મોજાએ દોડતા આવી બંનેને કૃતાર્થ કર્યાં.

બોટ લગભગ છેલ્લી હોવાથી ગોકર્ણમાં પણ યાત્રીઓ ઘણા હતા. તે બધા સ્ટીમલૉંચમાં કેમ માય? એટલે સો માણસો બેસી શકે એવડો મોટો એક પડાવ, એટલે કે હોડી, સ્ટીમલૉંચની પાછળ બાંધી દેવામાં આવી હતી, અને એની પાછળ કસ્ટમ ખાતાના એક અમલદારની સફેદ હોડી બાંધવામાં આવી હતી. ખાનગી હોડીઓનાં હલેસાં કડછી જેવાં ગોળ હોય છે, જ્યારે કસ્ટમવાળાઓનાં હલેસાં ક્રિકેટ બૅટ જેવાં લાંબાંલાંબાં ને ચપટાં હોય છે.

અમારો સંઘ સવેળા ઉપડ્યો. એક બે માઈલ ગયા હોઇશું એટલામાં આકાશ વાદળાંથી ઘેરાયું. પવન જોરથી ઘુઘવવા લાગ્યો. ભારે ઉજાણી મળી ગઈ હોય તેમ મોજાં જોરથી ઉછળવા લાગ્યાં. હોડીઓ ડોલવા લાગી અને સ્ટીમલૉંચ પરનું તાણ પણ વધવા લાગ્યું. અરે! આ શું? ટીપાં! વરસાદનાં ટીપાં! મોટાંમોટાં બોર જેવડાં ટીપાં! હવે શું થશે? મોજાં જોરજોરથી ઉછળવા લાગ્યાં. સ્ટીમલૉંચ તોફાની ઘોડાની પેઠે ઉપરનીચે કૂદવા લાગી. પાછળની હોડીનાં રાંઢવાં કરૂરૂર કરૂરૂર અવાજ કરવા લાગ્યાં. એટલાંમાં

સ્ટીમલૉંચ અને હોડી વચ્ચે એવું તો મોટું મોજું આવ્યું કે હોડી દેખાય જ નહિ !

હું સ્ટીમલૉંચમાં બૉઇલર પાસેની પાટિયાની ઓટલી પર બેઠો હતો. અમારા ટંડેલને બનતી ઉતાવળે સ્ટીમર સુધી પહોંચવું હતું. એણે સ્ટીમલૉંચ ગાંડાની પેઠે પૂરજોસમાં છોડી દીધી. પાટિયું ગરમ થયું. હું દાઝવા લાગ્યો. શું કરવું એ સૂઝે નહિ. જરા ખસવા જાઉં તો 'સમુદ્રાસ્તૃપ્યન્તુ' થવાય! અને બેસવું તો લગભગ અશક્ય! આ મૂંઝવણમાંથી ભયંકર રીતે છૂટકારો મળ્યો. સમુદ્રનું એક પ્રચંડ મોજું ચડી આવ્યું અને એણે મને નખશિખાન્ત નવડાવી દીધો. હવે ઓટલી ગરમ રહે જ શાની ? પિતાશ્રી મૂંઝાયા. આઈને તો કુળદેવનું સ્મરણ સૂઝ્યું: 'મંગેશા! મહારુદ્રા! માયબાપા! તૂચ આતાં આમાલા તાર.' વરસાદ મુશળધાર પડવા લાગ્યો. અમે સ્ટીમલૉંચવાળા કંઇક સુરક્ષિત હતા. પણ પેલા હોડીવાળાઓનું શું! શરૂશરૂમાં તો સ્ટીમલૉંચને પાણી કાપવાનું હોવાથી તેમાં પાણી સહેલાઇથી આવતું, જ્યારે હોડીને દરેક આવતા મોજા પર સવાર જ થવાનું હોવાથી હોડી ગમે તેટલી ડોલે તોપણ પાણી અંદર આવતું નહિ. પણ જ્યારે પવન અને વરસાદ વચ્ચે હરીફાઈ શરૂ થઈ અને બંનેનું અટ્ટહાસ્ય વધ્યું ત્યારે એક જ મોજા સાથે અડધી

હોડી ભરાઈ જવા લાગી. મોજાં સામેથી આવે ત્યાં સુધી તો ઠીક; હોડી મોજાં પર ચડી પેલી પાર પસાર થતી. ઘડીકમાં મોજાંના શિખર પર તો ઘડીકમાં બે મોજાં વચ્ચેની ખીણમાં. કોકકોકવાર એક મોજા પરથી હોડી ઢળી પડે એટલામાં જ નીચેથી નવું મોજું ઉપસી આવી હોડીને અદ્ધર ઝીલી લેતું. આવી અણધારી હિલચાલથી અંદર ઊભેલા લોકો ધડાધડ પડી જતા.

પણ હવે મોજાં બાજુએથી અથડાવા લાગ્યાં. હોડીની અંદરનાં બૈરાંછોકરાંને તો પોક મૂકી રોવાનો જ એક ઇલાજ હતો. જેટલા જવાંમર્દ હતા તે બધા ડોલ, ગાગર કે ડબ્બો જે હાથમાં આવે તે લઈ ભરીભરીને પાણી બહાર કાઢતા. ફાયર એન્જીનના પંપ એથી વધારે ઝડપથી શું કામ કરી શકે? હોડી માંડ ખાલી થઈ જાય એટલામાં એકાદ ક્રૂર મોજું વિકટ હાસ્ય કરી 'ધા...ડ' દઇને હોડીના પાસા પર અથડાય અને અંદર ચડી બેસે. એ વખતની ચીસો અને કિકિયારીઓ કાનને ફાડી નાંખતી હતી, કાળજાં ચીરી નાંખતી હતી. કોઇ યાત્રીઓ અવધૂત દત્તાત્રેયના 'ધાવા' લલકારવા લાગ્યા, તો કોઈ પંઢરપુરના વિઠોબાને બોલાવવા લાગ્યા. કોઇ અંબાભવાનીની માનતા રાખે તો કોઈ વિઘ્નહર્તા ગણેશને બોલાવે. શરૂશરૂમાં સ્ટીમલૉંચનો કપ્તાન અને ખલાસીઓ અમને સૌને

ધીરજ આપતાં અને કહેતા, 'અરે તમે ડરો છો શાના? જુમ્મેદારી અમારી છે. અમે તો એવાં કેટલાંએ તોફાનો જોઈ નાંખ્યાં છે.' પણ જોતજોતામાં મામલો એવો વધી ગયો કે કપ્તાનનું પણ મોઢું ઉતરી ગયું. એ કહેવા લાગ્યો, 'બાપુ, હવે રોયે શો લાભ? માણસને એક વાર મરવું તો છે જ. પછી તે પથારીમાં હોય કે ઘોડા ઉપર, શિકારમાં કે દરિયામાં. તમે જુઓ છો, અમારાથી બનતું અમે કરીએ છીએ. પણ ઇનસાનના હાથમાં છે શું? માલિક કરે તે ખરૂં.' એના મોં તરફ હું તાકીને જોતો હતો. મુસાફરીએ ઉપડતાં પહેલાં જે માણસ ગાજર જેવો લાલબૂમ હતો તે હવે અળવીનાં પાન જેવો લીલોલીલો થઈ ગયો હતો!

હું એ વખતે સાવ બાળક તો હતો; પણ ગંભીર પ્રસંગે બાળક પણ પ્રસંગને સમજી શકે છે. પળેપળે હું સ્થાનભ્રષ્ટ થતો હતો. માંડ બે હાથે પકડીને મારૂં સ્થાન સાચવતો હતો. અમારો બધો સામાન એક બાજુ પર પડ્યો હતો. એનો તો ભાવ જ કોણ પૂછે? પણ પૂજાની બધી મૂર્તિઓ અને નાળિયેર નેતરની એક 'સાંબળી' (ડબા)માં રાખેલાં હતાં તે હું મારી ગોદમાં લઇને બેસતાં ભૂલ્યો નહોતો. મારા મનમાં કેવા કેવા વિચારો આવતા હતા! એ જમાનો મારી મુગ્ધ ભક્તિનો હતો. રોજ સવારે બબ્બે કલાક તો મારૂં ભજન ચાલતું. જનોઇ દીધેલી

નહિ એટલે સંધ્યાપૂજા ક્યાંથી કરાય? છતાં પિતાશ્રી પૂજામાં બેસે ત્યારે ત્યાં બેસી મદદ કરવામાં ખૂબ રસ આવતો. મનમાં વિચાર આવ્યો કે આજે જો ભાગ્યમાં ડૂબી જવાનું હશે તો આ દેવોની સાંબળી છાતીસરસી ચાંપીને જ ડૂબી જઈશ. બીજી ક્ષણે વિચાર આવ્યો, જો આઈના દેખતાં લૉંચમાંથી પાણીમાં ઉછળી પડીશ તો આઈની શી દશા થશે? એ વિચાર એટલો તો અસહ્ય થઈ ગયો કે શ્વાસ રૂંધાયો. છાતીમાં પથરો વાગ્યો હોય એમ દૂખવા લાગ્યું. મેં ગળગળા થઈ મનમાં જ ઈશ્વરની પ્રાર્થના કરી કે જો ડૂબાડવાં જ હોય તો આઈ અને હું એકબીજાને બાથમાં લઈ ડૂબી જઈએ એટલું કરજે.

હરેક બાળકને મન એના પિતા એટલે ધૈર્યના સાગર. આભ તૂટે પણ પિતા ધીરજ ખોઈ ન બેસે એવી તો બાળકને હમેશાં ખાતરી. એટલે આવો પ્રસંગ જ્યારે બને ત્યારે પિતાને પણ દિઙ્મૂઢ થયેલા, બેબાકળા બનેલા બાળક જુએ છે ત્યારે તો બાળકને કંઈનું કંઈ થઈ જાય છે. હું તોફાનથી એટલો ડર્યો નહોતો, વરસાદથી એટલો ડર્યો નહોતો, 'માણસ ગંધાય, માણસ ખાઉં' કરીને મોં વકાસીને આવતાં મોજાંથી પણ એટલો ડર્યો નહોતો, જેટલો પિતાશ્રીનો મૂંઝાયેલો ચહેરો જોઈ અને ગળગળો અવાજ સાંભળીને ડર્યો.

જે તે ટંડેલને પૂછે, 'હવે કેટલે આવ્યા છીએ? હવે કેટલું બાકી છે?' ચારે તરફ જ્યાં નજર નાંખીએ ત્યાં વરસાદ, પવન, મોજાંનું તાંડવ! આટલો વરસાદ પડ્યો પણ આકાશ કંઇ ઉઘડ્યું જ નહિ. મેં ટંડેલને કરગરીને કહ્યું, 'લૉંચ જરા કિનારા તરફથી લઈ જાઓને, કે ડૂબી જઇએ તો કેટલાક તો કાંઠા સુધી તરીને જાય!' ટંડેલ ઉત્સાહ વગરનું હાસ્ય કરીને બોલ્યો, 'કેવો બેવકૂફ છોકરો! કિનારાથી જેટલા દૂર છીએ તેટલા જ સુરક્ષિત છીએ. જરાક પાસે ગયા કે ખડક પર ચૂરેચૂરા થઈ જવાના. આજે તો જાણીજોઇને અમે કિનારાથી દૂર રહ્યા છીએ. સ્ટીમર સુધી પહોંચીએ એટલે કમાયા. આજે બીજો આરો નથી.'

મેં કોઈ કાળે પુખ્ત ઉંમરના લોકોને એકબીજાને વળગીને રોતાં જોયાં નહોતાં. તે દૃશ્ય આજે પેલી હોડીમાં જોયું. ત્યાં તો સ્ત્રીપુરુષો એકબીજાંને બાથમાં લઈને રડારોળ કરતાં હતાં. એક બેત્રણ છોકરાંની મા બધાંને એકસામટાં બાથમાં લેવા મથતી હતી બસ, પાંચપચીસ જવાંમર્દ તનતોડ મહેનત કરી દરિયા સાથે અસમાન યુદ્ધ લડતા હતા. તોફાન એટલું તો વધી પડ્યું અને લૉંચ તથા હોડી એટલી બધી ડોલવા લાગી કે લોકો બીકના માર્યાં રોતા બંધ થયા. એક કાળી છાયા બધે ફેલાઈ. ભાનમ હતા એક પેલા હોડીમાંના બહાદુરો, અને બીજા કાળ

કાળા અંગરખા પહેરેલા સ્ટીમલૅાંચના ખલાસીઓ. અમારો ટંડેલ હુકમ છોડતાં કોક વખતે મૂંઝાતો હતો, પણ ખલાસીઓ બરાબર એકાગ્ર થઈ વગર બૂલ્યે, વગર મૂંઝાયે પોતપોતાનું કામ કર્યે જતા હતા. કર્મયોગ શું આથી જુદો હશે?

આખરે તહડી બંદર આવ્યું. અમે સ્ટીમરને જોઇએ તે પહેલાં જ સ્ટીમરે અમારી લૅાંચને જોઈ લીધી. સ્ટીમરે ભૂંગળું વગાડ્યું: ભોં... ... જાણે બધાંની કરુણ વાણી સાંભળી ઈશ્વરે 'મા ભૈ:'ની આકાશવાણી ઉચ્ચારી! અમારી સ્ટીમલૅાંચે પોતાના તીણા અવાજે જવાબ વાળ્યો. સૌનાં હૈયાંમાં આશાના અંકુર ઊગ્યા. બધે એક જ જયજયકાર થયો.

એટલામાં જાણે છેલ્લો પ્રયત્ન કરી જોવા અને અમારાં બધાંનાં ભાગ્ય સામે હારતાં પહેલાંની છેલ્લી લડત ચલાવવા ખાતર એક મોટું મોજું અમારી લૅાંચ ઉપર ધસી આવ્યું. મારા પિતાશ્રી બેઠા હતા ત્યાંથી પાછળ પડી ગયા. મેં એક કારમી ચીસ પાડી. અત્યાર સુધી હું રોયો નહોતો. જાણે તેનું સાટું એક જ ચીસમાં વાળવું હતું. બીજી જ ક્ષણે પિતાશ્રી બેઠા થયા અને મને છાતીસરખો ચાંપી કહ્યું, 'ઠત્તુ, બીશ મા. મને કંઈ થયું નથી.'

અમે સ્ટીમર પાસે પહોંચી ગયા. પણ પાસે જવાની હામ કોણ ભીડે? કસ્ટમવાળી બોટ એ

લોકોએ ક્યારની છોડી હતી, કેમકે લૉંચ અને મોટી હોડીના હેલા એ ખમી શકતી નહોતી. એની સલામતી તો છૂટા થવામાં જ હતી. અમારી સ્ટીમલૉંચ દૂરથી સ્ટીમરની પ્રદક્ષિણા કરી વળી, પણ કેમે કર્યે પાસે આવવાનો લાગ મળે નહિ. મોજાંથી જો સ્ટીમર સાથે અથડાય તો છેક છેલ્લી ઘડીએ બધાંના ભુક્કા ઊડી જાય. આખરે ઉપરથી રાંઢવું ફેંકાયું અને ખલાસીઓ લૉંચની છત ઉપર ઊભા થઈ લાંબા લાંબા વાંસ વતી સ્ટીમરની દિવાલ સાથેની અથડામણ રોકવા લાગ્યા. મોજું લૉંચને ફેંકી દેવા જાય ત્યાં ખલાસીઓ પોતાના લાંબા લાંબા વાંસની અણીની ઢાલ બનાવી બધો માર પોતાના હાથ અને પગ પર ઝીરવી લે. છતાં આખરે સ્ટીમરની સીડી પર સ્ટીમલૉંચની છત અથડાઇ અને કડડડ દઇને એક લાંબું પાટિયું તૂટીને સમુદ્રમાં પડ્યું.

હું પાસે જ હતો, એટલે સ્ટીમરમાં ચડવાનો પહેલો વારો મારો જ આવ્યો. ચડવાનો શાનો? દડાની પેઠે ફેંકાઇ જવાનો. ટંડેલ પોતે અને બીજો એક ખલાસી સ્ટીમલૉંચમાં ઊભા રહી એક એક માણસને પકડી સ્ટીમરની સીડીને સૌથી નીચલે પગથિયે ઊભેલા ખલાસીના હાથમાં ફેંકી દે. એમાં ખાસ સાવચેતી એ રાખતા કે મોજાંની ખીણમાં લૉંચ ઉતરી હોય ત્યારે તાકીને રાહ જુએ, અને બીજી

ક્ષણે મોજાંના શિખર પર લૉંચ આવે અને સીડી સાવ પાસે આવી ગઇ હોય ત્યારે ઝટ દઇને માણસને ફેંકી દે! અંને બાજુના ખલાસીઓ જો માણસના હાથ પકડી જ રાખે તો બીજી જ ક્ષણે લૉંચ ખીણમાં ઉતરે ત્યારે માણસના ફાટીને ચીરા જ થઈ જાય! હું ઉપર ચડ્યો અને પાછો વળીને બાઈ આવે છે કે નહિ તે જોવા લાગ્યો. સાવ અજાણ્યા મુસલમાનને બાઈનાં બાવડાં ઝાલતો જોઇને મને કંઈ ને કંઈ થઈ ગયું. પણ એ તો પ્રાણ બચાવવાનો વખત હતો. ત્યાં કંઈ સુંવાળી લાગણીઓ કામ આવે? જરાક થોભ્યા ત્યાં તો પિતાશ્રી પણ આવી ગયા. દેવોની 'સાંબળી' તો મેં ખભે ભેરવી હતી. અમને ઉપર સારી જગ્યા શોધી બેસાડી પિતાશ્રી પાછા સામાન લાવવા ગયા. હું શ્રદ્ધાળુ છોકરો ખરો, પણ તે ક્ષણે પિતાશ્રી પર ખરેખરી ચીડ ચડી. બળ્યો બધો સામાન! જીવ જોખમમાં નાંખવા પાછા શું કામ જતા હશે? પણ તેઓ તો ત્રણ ફેરા જઈ આવ્યા. છેલ્લે ફેરે પાછા આવીને કહે, 'ગોકર્ણ મહાબળેશ્વરના પ્રસાદનું નાળિયેર પાણીમાં પડી ગયું!' એક જ ક્ષણે બાઈ અને હું બોલી ઊઠ્યાં. બાઇએ કહ્યું, 'અરેરે!' અને મેં કહ્યું, 'એટલું જ કેની?'

લૉંચવાળા ઉતારૂઓ ચડ્યા પછી હોડીવાળાનો વારો આવ્યો અને તેઓ બધા ચડ્યા. ત્યાર પછી

લૉંચ અને હોડી નિશાચર ભૂતોની પેઠે ચીસો પાડતી તદ્દડીના કિનારા ભણી ગઈ અને કિનારા પર તપશ્ચર્યા કરતા બેઠેલા યાત્રાળુઓને હફ્તે હફ્તે લાવવા લાગી. તોફાન હવે કંઈક શમ્યું તો હતું, પણ અંધારી રાત અને ઉછળતાં મોજાં વચ્ચે એ લોકોના જે હાલહવાલ થયા તેનું વર્ણન કોણ કરી શકે ?

સ્ટીમર યાત્રાળુઓથી ચિકાર ભરાઈ ગઈ. જે બોલે તે પોતાનો સામાન સમુદ્રમાં ડૂબી ગયાની વાતો જ બોલે. આખરે યાત્રાળુઓ બધા આવી ગયા. મહેર માલિકની કે એકે જીવનું નુકસાન ન થયું. સ્ટીમર ઉપડી અને પછી લોકો પોતપોતાની જૂની મુસાફરીનાં આવાં જોખમનાં સ્મરણ એકબીજાને કહી આજનું દુઃખ ઓછું કરવા લાગ્યા. રાત્રે લાંબા વખત સુધી કોઈને ઊંઘ ન આવી. હું ક્યારે ઊંઘ્યો, કારવાર બંદર ક્યારે આવ્યું, અને અમે ઘેર ક્યારે પહોંચ્યાં, એમાંનું કશું આજે યાદ નથી. પણ તે દિવસનો તે તોફાનનો પ્રસંગ જાણે ગઈ કાલે જ વીત્યો હોય એવો સ્મરણપટ પર તાજો છે. સાચે જ, 'દુઃખં સત્યં સુખં મિથ્યા દુઃખં જન્તોઃ પરં ધનમ્'

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

## ૧૪

# ભગવાન બુદ્ધ

## ૧

હિમાલયની તળેટીમાં, નેપાળની હદમાં કપિલવસ્તુ કરીને એક નાનકડું રાજ્ય હતું. ત્યાં કોઈ રાજા નહોતો. ત્યાંના શાક્ય લોકોમાં જે થોડાં મોટાં મોટાં ઘર હતાં તે ઘરના મુરબ્બીઓ મળીને પોતાનું એ નાનકડું રાજ્ય ચલાવતા. આ મુરબ્બીઓને 'રાજા' કહેતા. રાજા શુદ્ધોદન એમાંનો એક હતો. શુદ્ધોદનને મોટા સમ્રાટ થવાનાં ભારે કોડ હતા.

એ રાજાની રાણી માયાદેવીએ એક પુત્રને જન્મ આપ્યો. રાજાએ જોશ જોવડાવ્યા. જોશીએ કહ્યું, 'રાજા, તારા ભાગ્યનો પાર નથી. તારો દીકરો કાં તો આખી પૃથ્વીનો સમ્રાટ થશે, નહિ તો ધર્મ-

સમ્રાટ થશે. એને વૈરાગ સૂઝશે તો તો એ ધર્મ-સમ્રાટ જ થશે.'

રાજાએ પૂછ્યું, 'વૈરાગ શાથી ઉપજે છે?' શાણા જોશીએ કહ્યું, 'જન્મ, જરા, વ્યાધિ અને મૃત્યુનું દુઃખ જોવાથી.'

રાજાએ નિશ્ચય કર્યો કે ત્યારે આપણે ભાવીને મહાત કરીએ. છોકરો આ ચાર વસ્તુ જોઈ જ ન શકે એવી રીતે એને રાખું. ઉનાળાનો મહેલ જુદો, શિયાળાનો જુદો, અને ચોમાસાનો વળી એથીયે જુદો. ઘરમાં કોઈ માંદો કે ઘરડો કે દુર્મુખ નોકર ન મળે. રાજમહેલના બગીચામાં ઝાડ પર કરમાયેલું ફૂલ કે પીળું પડેલું પાંદડું ન મળે. બધે સુગંધી, સંગીત અને કાવ્યસાહિત્ય જ હોય એવી રીતે પુત્રને રાખું.

પુત્ર ગૌતમ આ સ્થિતિમાં રહ્યો. પણ આવાં સુખથી કોઈ સુખી થતું હશે? એને તો બધી વસ્તુ ઉપર કંટાળો ઉપજ્યો. બાળપણથી જ તે વિલક્ષણ બુદ્ધિનો હતો, અને ઘણી વાર ઊંડા વિચારો કર્યાં કરતો. બાપે વિચાર કર્યો કે દીકરો પરણશે તો ઠેકાણે પડશે. છોકરાએ પણ માન્યું. એક સ્વયંવરમાં જઈ પોતાનું યુદ્ધકૌશલ્ય, બુદ્ધિકૌશલ્ય અને કળાકૌશલ્ય સિદ્ધ કરી, આ સિદ્ધાર્થકુમાર, સુંદર યશોધરાને પરણી ઘેર લઈ આવ્યો. બાપને થયું કે હવે દીકરો વિલાસમાં ડૂબી

જશે. પણ દીકરો તો વિચારમાં જ ડૂબી ગયો. તેને થવા લાગ્યું કે આ દુનિયા છે શું ? જે આસપાસ છે તે બધું પોલું પોલું લાગે છે. દીકરાએ બાપ પાસે માગણી કરી કે મારે સાચી દુનિયા જોવી છે. બાપના પેટમાં ધ્રાસ્કો પડ્યો. ના પાડે તો દીકરાને દુઃખ થાય અને એ દુઃખને લીધે કદાચ એને વૈરાગ ઉપજે. અને હા પાડે તો શું થાય એ ભગવાન જાણે !

બાપે આખી નગરી શણગારી અને કોઈ રોગી, વૃદ્ધ કે અશક્ત માણસ બહાર ન નીકળે એવો ઢંઢેરો પીટાવ્યો. પણ દીકરાને તો સાચી દુનિયા જોવી હતી. તે બધે ફર્યો — બધું જોયું. દરવાજે આવી તેણે સારથિને ગામની બહાર રથ હાંકવાનું કહ્યું. ત્યાં તેના જોવામાં એક દૂબળો, અપંગ થઈ ગયેલો અને દુઃખથી પીડાતો વૃદ્ધ પુરુષ જોવામાં આવ્યો. એ જોઈ તેણે સારથિને પૂછ્યું, 'છન્ન ! આ શું ?' સારથિએ સમજાવ્યું, 'મહારાજ, એ ઘરડો છે, રોગી છે, દુઃખી છે. થોડા વખત પછી એ મરી જશે !'

કુમારે ફરી પૂછ્યું, 'કેમ એમ ?'

છન્ન બોલ્યો, 'મહારાજ એ સંસારનો નિયમ છે. જેટલાં જન્મે છે તે સહુને રોગ, દુઃખ, ઘડપણ ને મરણ આવવાનાં જ. એ અટળ છે. સારા સંસારની એ જ દશા થવાની.'

'અને શું એનું કંઈ જ ઓસડ નથી?' કુમારે પૂછ્યું.

કુમારના અંતરમાં જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ અને મરણનું આ દર્શન તીરની પેઠે ભોંકાયું. નાનપણથી જ આ વસ્તુઓ તે જોત તો આપણી પેઠે આ કુમારનું હૈયું પણ રીઢું થઇ જાત. પણ આજ સુધી કદી ન જોયેલું એકાએક જોયું તેથી તે કુમારહૃદયને અસહ્ય થઇ પડયું. તે ક્ષણે જ એણે મનમાં નિશ્ચય કર્યો, 'આ દુઃખની અંદર રહેવું એમાં પુરુષાર્થ નથી. આખો જનસમાજ દુઃખમાં ડૂબેલો છે, એનું કંઇક ઓસડ તો હોવું જ જોઇએ. અને તે હું શોધી કાઢવાનો જ. અરે, જ્યારે આખો દેશ આવા દારુણ દુઃખમાં તવાઈ રહ્યો છે ત્યારે વળી મોજશોખ શા? સ્ત્રી સાથેનો પ્રણય શો? દીકરાનો મોહ શો? (કુમારને એટલામાં એક દીકરો પણ થયો હતો.) જેનો હું ઉદ્ધાર ન કરી શકું તેનો હું ઉપભોગ કેમ કરીને કરૂં? મેં મારાં આ ૨૭ વર્ષ એળે જ ગુમાવ્યાં.'

કુમારના હૃદયમાં વૈરાગે પ્રવેશ કર્યો અને એણે ઘરનો, રાજ્યનો, સ્ત્રી યશોધરા અને પુત્ર રાહુલનો ત્યાગ કર્યો. પિતા રોતા હતા, માતા માયાદેવી તો એના જન્મ પછી સાતમે દિવસે જ મરી ગઇ હતી. સાવકી મા મહાપ્રજાપતિ (જે એની માશી પણ

થતી હતી) એણે તો રોઈ રોઈને આક્રંદ કર્યું. પણ કુમાર તો ઘર છોડીને ગયો એ ગયો જ.

અનોમા નદીને કિનારે આવી કુમારે માથાના લાંબાલાંબા સુંદર વાળ ઉતારી નાંખ્યા, રેશમનાં સુંવાળાં બહુમૂલ વસ્ત્રો ફેંકી દીધાં. પોતાના પ્રિય ઘોડા કંથકની વદાય લીધી અને મહા-અભિનિષ્ક્રમણ કર્યું.

પહેલવહેલી ભિક્ષા માગી ત્યારે રાતના વાસી અને સાવ સૂકા ભાખરીના કકડા કેમે કરી ગળા નીચે ઉતરે જ નહિ. રાજવી જીવન અને તપસ્વી જીવન વચ્ચે દારુણ યુદ્ધ ચાલ્યું. પણ એક ક્ષણમાં જ તે પતી ગયું. ત્યાર પછી કોઈ કાળે આ મુશ્કેલી નડી નહિ.

ગુરુની શોધમાં અનેક દિવસો ગાળ્યા. એ વખતના સમાજમાંથી અને શાસ્ત્રોમાંથી જેટલું મેળવી શકાય તેટલું મેળવી લીધું, કેળવી શકાય તેટલું કેળવી લીધું. છતાં શાંતિ ન મળી. દુનિયાને શાંતિ પમાડાય એવું ઓસડ હાથ ન આવ્યું. જાતજાતના યોગ આદર્યા, દેહદંડન કર્યું, પણ કાંઈ પત્તો ન ખાધો.

આખરે બિહારના ધન્ય પ્રદેશમાં, નિરંજરા નદીને કાંઠે તે અનશન વ્રત લઈને બેઠા. મગજમાં વિચાર તો ભઠ્ઠીની પેઠે સળગતા હતા. અશુદ્ધ

બિચારો બળી જવા લાગ્યા, દુનિયાનું રહસ્ય પીગળવા લાગ્યું, અને તપસ્વીની ખાતરી થઈ કે હવે પછીની યાત્રા — અનુભવની યાત્રા આમ કાય-ક્લેશથી, દેહને દુઃખ દેવાથી થવાની નથી, પણ સુખ અને દુઃખ છોડીને વચમાં જે સમાન સ્થિતિ રહે છે તે ધારણ કરવાથી જ આગળ વધાય એમ છે.

તપસ્વીએ ફરી આહાર શરૂ કર્યો. આસપાસ ભેગા થયેલા સાધકોએ જાણ્યું કે તપસ્વી હાર્યો, મોળો પડ્યો. હવે એની સાથે રહેવામાં માલ નથી. સૌ એને છોડી ચાલ્યા ગયા. પણ તપસ્વી તો આગળ ધપ્યે જ જતો હતો.

આખરે છેલ્લી ઘડી આવી. મહાયુદ્ધ જાગ્યું. મનુષ્યજાતિના શત્રુ, હૃદયસ્વામીના હરીફ અને કુટિલ તર્કના આદ્ય ગુરુ એવા 'મારે' પોતાની બધી દસ પ્રકારની સેના આ દયામય વિશ્વબંધુ ઉપર છોડી.

અહોભાગ્ય મનુષ્યજાતિનું કે આખરે, વૈશાખી પુનમની એ રાત્રે 'માર'નો પરાભવ થયો અને સિદ્ધાર્થ ખરેખર સિદ્ધાર્થ થઈ ગયા — બુદ્ધ બની ગયા.

૨

જેણે પોતાનો ઉદ્ધાર કર્યો છે તે જ દુનિયાનો ઉદ્ધાર કરી શકે છે. જે પોતે જાગ્યો હોય એ જ દુનિયાને જગાડે. બુદ્ધ એટલે જાગેલો. જે ક્ષણે

સિદ્ધાર્થ 'મારજિત' થયા તે જ ક્ષણે આખા વિશ્વનું રહસ્ય તેમની દૃષ્ટિ આગળ ખુલ્લું થયું અને તે લોકજિત થવાને લાયક થયા.

તેમણે જોઈ લીધું કે આપણે દેહધારી છીએ એટલે હરજજે કુદરતના નિયમને વશ છીએ જ. કુદરતનું દુઃખ ટાળી ન શકાય એવું ભલે હોય, પણ તે ભારે નથી. જન્મ, જરા, વ્યાધિ, મરણ, પ્રિય વસ્તુનો વિયોગ અને અપ્રિય વસ્તુનો સંયોગ એ તો હમેશાં ચાલવાનાં જ. વિવેકથી એનું સ્વરૂપ સમજી લઈએ તો એનું દુઃખ મોળું પડે છે. દુનિયાનું મોટામાં મોટું દુઃખ તો આપણે પોતે જ ઊભું કરીએ છીએ. આપણી કોઈ કાળે છીપે નહિ એવી તૃષ્ણા જ આપણને દુઃખમાં ડૂબાડે છે, અને અનંત કાળ સુધી દુઃખરસમાં આપણને નાંખી આપણા આખા જીવનનું કડવું અથાણું કરી નાંખે છે.

આ તૃષ્ણા મરે નહિ ત્યાં સુધી આપણા દુઃખનો અંત નથી. અને એ તૃષ્ણા મરી ગઈ એટલે દુઃખનું કંઇ કારણ નથી. પછી જે સ્થિતિ રહે છે એ જ આપણો વારસો. એ સ્થિતિ કેવી હશે એની ચર્ચા આજે શા માટે? રોગ મટી ગયા પછી શું થશે? શું થવાનું હતું? કલ્યાણ જ.

એ સ્થિતિનું નામ તે નિર્વાણ. મુક્ત થયેલા બધા જીવોનું એ જ ધામ.

પણ આ જ્ઞાન સાંભળશે કોણ? આ ઓસડ લેશે કોણ? આ પંથે ચાલશે કોણ? આખી દુનિયા તૃષ્ણાની પાછળ પડી છે. તૃષ્ણાનો નાચ ચાલ્યાં જ કરવાનો. અરેરે, ત્યારે શું કોઇનો ઉદ્ધાર થવાનો જ નથી? આટલી મહેનતે મેળવેલું ઓસડ શું એળે જ જવાનું?

તે કરુણામૂર્તિએ ફરી વિચાર કર્યો. પ્રસન્ન હૃદયમાંથી જવાબ મળ્યો, 'જેઓ શુભ, સંસ્કારી છે તેમના પ્રત્યે મૈત્રી ભાવ રાખીએ; જેઓ વૈભવશાળી છે તેમના તરફ મુદિતા કેળવીએ, એટલે કે તેમનું સુખ જોઈ રાજી થઇએ; જેઓ દુઃખી અથવા દુઃસ્થિત છે તેમનો કંટાળો કે તિરસ્કાર નહિ કરતાં તેમના તરફ કરુણા ભાવ રાખીએ; અને જેઓ દુષ્ટ વૃત્તિવાળા છે, જેઓ જ્યાંત્યાં દ્રોહ જ ફેલાવે છે ને અકારણ વૈર રાખે છે તેમના પ્રત્યે કાંઈ નહિ તો ઉપેક્ષા ભાવ રાખીએ તો આખી દુનિયામાં વિજય જ છે.'

આ ચાર વૃત્તિ તે જ બ્રહ્માનાં ચાર મુખ. આ ચાર મુખમાં જ ચારે વેદ સમાયેલા છે. એમ જોઇ બુદ્ધ ભગવાન દુનિયાની સેવા કરવા ઉપડ્યા, અને ધર્મચક્ર ફરવા લાગ્યું.

૩

જેમની પાસેથી કરજે કાઢીને આટલું જ્ઞાન મેળવ્યું તેમના બોજામાંથી પ્રથમ મુક્ત થવું જોઇએ.

પેલા શિષ્યો જેમણે બુદ્ધ ભગવાનને આહાર કરતા જોઈ તેમનો ત્યાગ કર્યો હતો તેમની પાસે પ્રથમ તેઓ ગયા. પછી તો શું? દરેક દુઃખી માણસ તેમની પાસે આવવા લાગ્યો. બ્રાહ્મણો આવ્યા અને હજામો આવ્યા, જોગી આવ્યા અને જતિ આવ્યા, શ્રીમંત આવ્યા અને દરિદ્રીઓ આવ્યા; જેમની પાસે હજારો શિષ્યો હતા એવા અભિમાની ગુરુઓ આવ્યા, અને જેમની પાછળ પોતાનું મન કે શરીર પણ ન ચાલે તેવા દૂબળાઓ પણ આવ્યા.

સંઘ વધ્યો અને સંઘની સેવા કરનાર ગૃહસ્થો પણ વધ્યા. મોટા મોટા વિહાર બંધાયા, મોટમોટા રાજાઓ બુદ્ધ ભગવાનની સલાહ લેવા આવવા લાગ્યા, અને પ્રજાના આગેવાનો પણ તેમની પાસે ઉન્નતિના મંત્ર સાંભળવા હાજર થવા લાગ્યા. યક્ષ, ગંધર્વ, કિન્નર સૌને નિર્વાણનો રસ્તો મળ્યો, અને ધર્મચક્ર પૂર જોસમાં ફરવા લાગ્યું.

૪

બિચારી યશોધરાનું શું થયું હશે? રાહુલને કોણ લાડ લડાવતું હશે? રાજા શુદ્ધોદનને બીજો દીકરો થયો હતો, પણ સિદ્ધાર્થને તે કેમ ભૂલી શકે? એણે પોતાના દીકરાની કીર્તિ સાંભળી તેને બોલાવવા એક દૂત મોકલ્યો. પણ એ પાછો જાય જ શાનો? એ દૂત તો શિષ્ય બની સંઘમાં દાખલ

થઈ ગયો. બીજો દૂત ગયો, તેની પણ એ જ દશા. હવે ત્રીજું કોણ જાય? આખરે વૃદ્ધ અમાત્ય ગયા. ભગવાનના સત્સંગનો એક વરસનો આનંદ અનુભવ્યા પછી તેને રાજાનું કહેણ યાદ આવ્યું, અને એ બુદ્ધ ભગવાનને પિતાને ત્યાં લઈ ગયો. બુદ્ધે ચિરવિધુરા યશોધરા, બાળક રાહુલ અને વૃદ્ધ શુદ્ધોદન બધાંને ઉપદેશ આપ્યો, અને ભિક્ષાએ ઉપડ્યા. કેટલી શરમ, કેટલી નામોશી, કે રાજાનો દીકરો શેરીએ શેરીએ ભિક્ષા માગવા જાય છે! રાજાએ કહ્યું, 'દીકરા, આપણી કુળપરંપરામાં ભિક્ષા નથી.' દીકરો કહે, 'રાજન્, તમારી કુળપરંપરા જુદી છે. મારી કુળપરંપરા બોધિસત્ત્વોની છે. તેઓ હમેશાં ગરીબો સાથે રહેતા આવ્યા છે, અને ગરીબોએ જ સ્વેચ્છાથી આપેલું અન્ન ખાતા આવ્યા છે.'

૫

મહાપ્રજાપતિએ વિચાર કર્યો કે બહેન તો દીકરાને જન્મ આપી મરી ગઈ. તે દિવસથી સિદ્ધાર્થને મેં ઉછેર્યો. આજે એ જ દીકરો દુનિયાનો ઉદ્ધારક બન્યો છે. હું કેમ એની પાસે જઈ દીક્ષા ન લઈ શકું? શાક્યકુળની ઘણી રાજકન્યાઓ મહાપ્રજાપતિ સાથે બુદ્ધ ભગવાનને મળવા ઉપડી. મુસાફરીનાં કષ્ટો વેઠતાં તેમના પગ સૂજી ગયા. તેમણે બુદ્ધ ભગવાનને વિનંતી કરી કે અમને પણ સંઘમાં

સ્થાન આપો. ભગવાને કહ્યું, 'તે ન બને. મારો સંઘ બગડી જશે.' સ્ત્રીઓમાં ભારે નિરાશા ફેલાઇ, એટલે બુદ્ધ ભગવાનના પ્રિય શિષ્ય અને સેવક આનંદે પૂછ્યું, 'ત્યારે શું ભગવન્, સ્ત્રીઓને માટે ધર્મનો સાક્ષાત્કાર અશક્ય છે?' બુદ્ધ ભગવાને કહ્યું, 'એમ નથી. તેઓ પણ નિર્વાણનાં સરખાં જ અધિકારી છે, તેમને પણ ધર્મ જાણવાની બુદ્ધિ છે.' આખરે બુદ્ધ ભગવાને સ્ત્રીઓ માટે એક નોખો સંઘ સ્થાપ્યો. એ સંઘમાં પણ અત્યંત ધર્મનિષ્ઠ અને અધિકારી વ્યક્તિઓ થઈ ગઈ.

આયુષ્યનાં એંશી વર્ષ સુધી ધર્મનો ઉપદેશ કરી, કુશીનારા નામના સ્થાન પર તેમણે પોતાનો પવિત્ર દેહ છોડયો. ધીમેધીમે બુદ્ધ ભગવાનનો ઉપદેશ પૃથ્વી પર ફેલાવા લાગ્યો. પાટલિપુત્રના મહાન રાજા અશોકવર્ધને બૌદ્ધ ધર્મોપદેશકોને દેશદેશાંતરમાં મોકલી તથાગત (બુદ્ધ ભગવાન)નો ઉપદેશ આખી દુનિયાને સંભળાવ્યો. આજે ચીન, જાપાન, બ્રહ્મદેશ, સીલોન વગેરે દેશોમાં બૌદ્ધ ધર્મ ચાલે છે. અને બુદ્ધ ભગવાનનો ઉપદેશ તો દુનિયા આખીના વિચારવાન લોકોને ગળે ઉતરવા લાગ્યો છે.

## ૧૫

# અન્ત્યજોનાં દુઃખની કહાણી

એક અન્ત્યજશાળામાં ભણતું બાળક એક દિવસ માંદું થયું. છોકરો નાની ઉંમરનો, બુદ્ધિશાળી અને યોગ્ય તબિયતને પરિણામે મહેનતનો બદલો આપે એવો. ઢેડવાડો ગામથી ઘણો દૂર, દવાખાનાથી તો એથીયે વધારે દૂર. એક વિધવા માતા અને સરખી ઉંમરનો એક ભાઈ, એ એનું કુટુમ્બ. દવાખાનામાં કલાકો ગાળે ત્યારે પણ ભાગ્યે જ દાદ મળે, અને દવા મળે તે પણ જાણે અન્ત્યજોને માટેની. રોગ બહુ સાધારણ હતો, ફક્ત સહેજ સંભાળની જ જરૂર હતી. એક સાંજે દવા લેવા ગયેલી માતા પાછી વળતાં અંધારામાં ભૂલી પડી અને રસ્તો શોધતી ઘેર પહોંચીને દીવો પ્રકટાવી જુએ તો કંગાલ પથારી પર બાળકનું જીવ વગરનું શરીર પડેલું!

પછી જમારે રિવાજ પ્રમાણે ઘરના આંગણા પાસે જ તે બાળકને દફન કરવામાં આવ્યું. તે સાંજે તે એકલો રહેલો ભાઈ, મરેલાની કબર તરફ આંગળી કરી પાસે ઊભેલા એક પરિચિત જનને કહેતો હતો, "આ મારો ભાઈ, પરમ દહાડે તો નિશાળે ગયો હતો!" એ વધારે બોલી શક્યો નહિ.

* * *

અમારા લત્તામાં એક ભંગીનો છોકરો રસ્તા સાફ કરે છે. ૮-૯ વરસનો એ બાળક બહુ મીઠાબોલો, દેખાવડો અને સ્વચ્છ ટેવવાળો છે. ઊંચી જ્ઞાતિઓના સરખી ઉંમરના બાળકો સાથે વિચાર, વાણી અને વિવેકમાં હરીફાઈ કરી શકે. તેને એક દિવસ પૂછવામાં આવ્યું, "તને કેટલો પગાર મળે છે? તું ભણતો કેમ નથી? વણવાનું કામ શીખવું છે?" તેના જવાબમાં તેણે જણાવ્યું, "નિશાળ બહુ દૂર પડે છે અને અમારાથી વણવાનું કામ ન થાય. હાલ ચાર રૂપિયા મળે છે, પણ નોકરી મૂકી દઉં તો ઉપરીઓ મારાં માબાપને અને મને મારે અને હેરાન કરે, કેમકે વાળવાવાળા મળતા નથી. હવે મોટો થઈશ ત્યારે છ રૂપિયાનો મહીનો મળશે!"

* * *

કાઠિયાવાડના એક રેલ્વે સ્ટેશન પર ટ્રેન એક મધરાતે આવી; બે મિનિટ જ રોકાવાની હતી.

ઉતારૂઓ કોઈ સૂતા હતા. અને જે બેઠા હતા તેઓએ એક ગરીબ, લાચાર, અને ચિન્તાતુર દેખાતી સ્રીને ઉતાવળે પગલે ડબે ડબે દોડતી જોઈ. પોતે અન્ત્યજ છે એ હકીકત છૂપાવવાની કળા હજી એ લોકોનો મોટો ભાગ નથી શીખ્યો. "આ સેકંડ ક્લાસ છે," "આ રીઝવર્ડ છે," "ઢેડના ડબામાં જા," વગેરે અવાજો સાંભળતી એ બાઈ બને તેટલી હિમ્મત જાળવી રાખી આખી ગાડી ફરી વળી, અને પછી ગાડી ચાલતી જોઇ ત્યારે તેનાં આંસુઓ ન રોકાયાં. ચાલતી ગાડીએ એક ઉતારૂએ તેની બૂમ સાંભળી, "ટાઢથી થરથરતી ગામડેથી ચાલતી આવી'તી. મેં ટિકીટ લીધી છે. મારો દીકરો બહુ માંદો છે તેને મળવા—"

* * *

"અમને ગરીબોને વગરઅપરાધે ગામબહાર કાઢ્યાં છે અને અમારી ફરિયાદ કોઈ સાંભળતું નથી. અમારાં માણસો દુ:ખી થઇને ગામ છોડી જાય છે. અમારાં ઝૂપડાંઓનાં લાકડાં દર વરસે ઉધાઈ ખાઈ જાય છે અને અમારા સૂતરમાં અને લોટમાં પણ આવી પડે છે. રાત્રે એકલા ઘેર નથી અવાતું. પાઇ પાઈની ચીજ માટે ગામમાં જવું પડે. ચોરી કે લૂંટ થાય તેની સામે કંઈ ન બને. દવા વગર માણસો હેરાન થાય, કોલેરામાં અને ઇન્ફ્લ્યુએન્ઝામાં

૨૫-૫૦ માણુસો મરી જાય તોપણ કોઇ તપાસ ન લે. અમારી જૂની જગ્યા ગામને છેડે એમ ને એમ પડી છે. અમને ત્યાં રહેવાની, ઘર બાંધવાની રજા આપો. ઈશ્વર તમારૂં સારૂં કરશે." આ ભાવનગર જેવા શહેરના ઢેડ લોકની ફરિયાદ. અધિકારીનો છેવટનો નિર્ણય: "હું ઢેડવાડો એક ઇંચિ પણ નજીક લાવવાનો નથી."

* * *

આવા આર્તનાદ તો ખૂણે ખૂણેથી આવે છે અને તેમાં માણુસ માણુસ પાસેથી યાચી શકે તેટલી દયા ઉપરાંત વધારે ઊંચી માગણી નથી. જગદ્‌ગુરુ જ્યારે ફરી વાર "પર્વત પરનું વ્યાખ્યાન" આપશે ત્યારે આવાં વાક્યો તો તેમાં જરૂર સંભળાશે: "જેઓએ અન્ત્યજોને અપનાવ્યા છે તેઓને મારો આશીર્વાદ છે, કારણ કે તેઓએ અન્ત્યજ સ્વરૂપમાંયે મારો સ્વીકાર કર્યો છે;" અને "જેઓએ અન્ત્યજોના તિરસ્કારનું પાપ કર્યું છે તેમને માટે પ્રાયશ્ચિત્ત નથી, કારણ કે તેઓએ મારા બંધુઓથી મને વિખૂટો પાડયો."

કપિલ ઠક્કર

## ૧૬

## દ દ દ

દેવો, મનુષ્યો અને અસુરો ત્રણે એક જ પિતાનાં સંતાન. પ્રજાપતિએ નાનપણમાં એમનું લાલનપાલન ખૂબ કરેલું. જ્યારે તેઓ ભણવાલાયક થયા ત્યારે પિતા પાસે જ, પણ શિષ્યભાવે રહેવા લાગ્યા. તેઓએ વિદ્યાભ્યાસમાં અમુક વખત ગાળ્યો અને ગુરુની ખૂબ સેવા કરી. સામાન્ય કેળવણી પૂરી થયા પછી દેવોએ પિતાગુરુ પાસે જઈને કહ્યું, 'હવે અમને અમારે લાયક કંઈ ખાસ શીખામણ આપો; અમને દીક્ષા આપો.' ગુરુએ તેમને મન્ત્ર આપ્યો: 'દ.' આ એકાક્ષરી મન્ત્ર સાંભળીને તેઓ સંતુષ્ટ થયા. ગુરુએ તેમને પૂછ્યું, 'કેમ મંત્રાર્થ બરાબર સમજ્યા છો ને?' દેવોએ કહ્યું, 'જી હા, અમે બરાબર સમજ્યા છીએ. આપે અમને દમન કરવાનું કહ્યું. અમે અમારી

ઇન્દ્રિયોને વશમાં રાખીએ, સંયમ પાળીએ એ જ આપનો ઉપદેશ છે ને?' 'હા, એ જ, એ જ મારા કહેવાનો ઉદ્દેશ હતો,' એમ સંતુષ્ટ ગુરુએ જવાબ વાળ્યો. 'તમે બરાબર સમજ્યા છો. એ આદેશનું પાલન કરજો. તમારું ભલું થશે.'

આપણે જાણીએ છીએ કે દેવો સ્વર્ગમાં રહે છે, અપ્સરાઓના નાચ જુએ છે અને અમૃત નામનું પીણું પીએ છે. આ મોજીલા દેવો ઇન્દ્રિયો વશ રાખવાનો પ્રયત્ન કરે, સંયમ પાળે તો જ તેમનું કલ્યાણ થાય.

દેવો પછી આવ્યા મનુષ્યો. એમણે પણ પ્રજાપતિ પાસેથી પોતાને લાયક શીખામણ માગી. એમને પણ ગુરુએ 'દ' એ જ એકાક્ષરી મંત્ર આપ્યો. મનુષ્યોએ પોતાના દોષનો વિચાર કરી તેની સામે જ આ ઉપદેશ હોવો જોઇએ એમ અનુમાન કર્યું. જ્યારે ગુરુએ પૂછ્યું 'તમે બરાબર સમજ્યા તો છો ને?' ત્યારે મનુષ્યોએ કહ્યું, 'કેમ ન સમજીએ. આપે અમને કહ્યું કે દાન કરો, લોભ ન કરો.' પ્રજાપતિ રાજી થયા. તેમણે કહ્યું, 'બરાબર. માણસ દાન કરે, સંતોષ કેળવે, વ્યર્થ સંગ્રહ ન કરે તો જ આ પૃથ્વીપર સુખેથી રહી શકે.'

છેલ્લો વારો આવ્યો ક્રૂર અસુરોનો. તે પણ પ્રજાપતિ પાસે ગયા. તેમને પણ ખાસ દીક્ષા જોઈતી

હતી. 'અમને કંઇક કહો,' એમ કહેતાં વેંત ગુરુએ ભણ્યું 'દ.'

અલ્પબુદ્ધિ અસુરો સમજશે જ એવી ગુરુને ખાતરી નહોતી. પણ અસુરોએ ભણવામાં કચાશ રાખી નહોતી. તેઓ પણ તરત સમજી ગયા કે આપણી કઠોરતા ઉપર આ પ્રહાર છે. 'તમે શું સમજ્યા?' એમ પ્રજાપતિએ પૂછ્યું. 'દયા કરો એ જ આપનો ઉદ્દેશ હોઈ શકે ને? અમે શું ઓછી હિંસા કરીએ છીએ? અમારા ત્રાસથી ધરતી આખી ધ્રૂજી ઊઠે છે. હવે પછી અમે જરૂર દયા કેળવીશું.' આનંદમાં ગુરુ ઉચર્યા, 'ધન્ય છે તમને. તમે એટલું સમજો કે વેરથી વેર શમતું નથી, દયાથી જ શમે છે તો તમારે બીજું શું જોઈએ છે? તમારી પાસે પરાક્રમ છે, ઉત્સાહ છે, બુદ્ધિશક્તિ છે. બધાં પ્રાણીઓ પ્રત્યે હૃદયમાં લાગણી રાખો એટલું જ જરૂરનું છે.'

પ્રાચીન પ્રજાપતિની એ અદ્ભુત શીખામણ આકાશના મેઘોએ સાંભળી. અને તે દિવસથી આજ સુધી તેઓ ગંભીર ગર્જના કરી એ જ પ્રાચીન અને સનાતન ઉપદેશનો અનુવાદ કરે છેઃ દ દ દ — દમન કરો, દાન કરો, દયા કરો.

## ૧૭

# દેવી કંઈ તમારા ઘરની ચાકરડી નથી

લીલાધર એક મોટો નામાંકિત ગવૈયો હતો. ગાયન, વાદન અને નર્તનની અંદર આસપાસ સો સો માઈલમાં તેની જોડ નહોતી. રામદેવ મહારાજાએ મહા મુશ્કીલીએ એની પ્રીતિ સંપાદન કરી અને એને પોતાના દરબારમાં લાવીને રાખ્યો. રામદેવ લડાઈમાં મર્યા પછી વૃદ્ધ લીલાધર રામદેવના પાટવી કુંવર મદનપાલના દરબારમાં રોજ ગાયન, વાદન અને નર્તન ચલાવતો.

મદનપાલને સંગીતનો એટલો બધો શોખ નહોતો. એક દિવસ સરખેસરખા દોસ્તોની ટોળી મળી અને એ દોસ્તોએ મદનપાલને લીલાધરનું ગાયન સંભળાવવા આગ્રહ કર્યો. મદનપાલે દોસ્તોને રાજી કરવા લીલાધરને બોલાવ્યો અને કહ્યું, "ઉસ્તાદજી, એકાદ ભૈરવી કે સારંગ થવા દો." લીલાધરે નમ્રતા-પૂર્વક કહ્યું, "બાપુ, અત્યારે ભૈરવી કે સારંગ એકેનો

સમય નથી." મદનપાલનો મિજાજ ગયો. એણે અવાજમાં જરા અધિકારની છટા લાવીને કહ્યું, "એ તમારે જોવાનું નથી. અમે કહીએ છીએ ને! તમે તમારે ગાઓ." વૃદ્ધ લીલાધરની દશા સૂડી વચ્ચે સોપારીના જેવી થઈ. રાજા રામદેવરાજે પોતાનું અનેક વાર કેટલું સન્માન કરેલું, અનેક મુશ્કેલીને પ્રસંગે કેટલા ઉપકાર કરેલા એ આ નિમકહલાલ સેવકની સામે આવીને ખડા થયા, અને તેને મનમાં થયું કે એ જ રામદેવરાજાના કુંવરને ના પણ કેમ પાડી શકાય?

પણ મહારાજાની ગાદીને માટે આ સ્વામિભક્ત સેવકને ઘણું અભિમાન હતું અને રામદેવરાજને સ્વતંત્રતા કેટલી વહાલી હતી એ પણ તે જાણતો હતો. પ્રાણ ગયો ત્યાં સુધી રામદેવરાજે કોઇના ખંડિયા તરીકે પોતાને ગણાવા દીધો નહોતો.

એક અડધી ઘડીની અંદર આ વિચારો લીલાધરના મનમાં આવી ગયા. તેણે તરત જ પોતાના હાથમાંની સારંગી હળવે રહીને જમીન પર સૂવાડી દીધી અને દરબારમાં તે ઊભો રહ્યો. ઘડપણને લીધે કે મનની અંદર મચેલા ખળભળાટથી એના પગ થરથર કંપતા હતા. ગંભીર અવાજથી તે બોલ્યો, "અન્નદાતા, ધ્યાન દઇને મારાં વચન સાંભળજો. કોઇને આશ્રિત રહેવું એ માણસને ગમતું નથી અથવા ગમવું ન જોઇએ,

પણ આપ તો હજારોના પાલક રહ્યા અને મેં આપનો આશ્રય ગ્રહણ કર્યો છે, એટલે જે આપ ફરમાવો તે મારે શિરને સાટે છે. મહારાજાની મોજ આવે ત્યારે પોતાની મરજી નામરજી ન જોતાં ગાવાની આ દાસની ફરજ છે એ ખરૂં, પણ મહારાજનું ફરમાન થાય એટલા માટે ફાવે તે વખતે ફાવે તે રાગ ગાવાનું નહિ બને. જે સરસ્વતીની હું આરાધના કરૂં છું એ કાંઇ હજૂરના ઘરની ચાકરડી નથી. તેની અવજ્ઞા કરવાથી તેનો શાપ જેમ મારા ઉપર ઉતરશે તેમ હજૂરને પણ નડશે. મહારાજ, હું આપની રજા લઉં છું. મને માફ કરશો. એટલું કહેતો જાઉં છું કે આજથી બીજા કોઇની સાથે આ દેહે ગાયન નહિ ગાઉં; મને ગાદીનું પૂરૂં અભિમાન છે.”

ડોસો કાશીની જાત્રાએ ચાલ્યો ગયો. “કોઇને આશરે રહેવું કોઈને ગમે જ નહિ—અથવા ગમવું ન જોઇએ. મને ગાદી માટે અભિમાન છે,” એ લીલાધરના છેવટના શબ્દો મદનપાલના ઉપર કેવા સજ્જડ ચોટી ગયા, તે કેવો અસ્વસ્થ બની ગયો, અને એક વરસની અંદર તૈયારી કરીને શત્રુને હરાવી ‘ખંડિયા’પણાનો ડાઘ તેણે કેવો ધોઇ નાંખ્યો એ કહેવાની જરૂર નથી. નાનાં અને મોટાં સૌમાં લીલાધરના જેવી વૃત્તિ જાગૃત થાય તો એક વર્ષમાં સર્વત્ર સર્વોદય જોઇ શકીએ.

१८

## શાન્તિદાસ

ચરોતરમાં મહેમદાવાદથી પાંચ સાત ગાઉ ઉપર પાટીદારની વસ્તીનું એક જૂનું ગામ છે. મૂળ એ ગામ નરવાનું હતું, પણ પચાસ પોણોસો વરસથી નરવો તૂટ્યો છે, ને નવી સરવે પ્રમાણે ખાતાબંધી વહીવટ ચાલે છે.

ગામમાં ઉજળિયાત વસ્તી સારી છે; આશરે બસો ઘર પાટીદારનાં છે. બીજાં વાણિયા, બ્રાહ્મણ તથા વસવાયાંનાં છે. ગામના લોક મહેનતુ ને સંપીલા છે. ગામમાં ઘણું દેવું નથી. શાહુકાર વાણિયા ધીરધાર કરતાં વેપારનો ધંધો વધારે કરે છે. ગામનો ઓરો રૈયતે બાંધેલો મોટો વિશાળ છે, હિન્દુઓનું મંદિર પણ સારું છે, ને એક ધર્મશાળામાં વટેમાર્ગુ તથા સાધુસંત ઉતરે છે; તેથી ઠેઠ કાનમ લગી ગામની આબરૂ પણ સારી છે.

કણબીની વસ્તીમાં મોટું ને મોભાવાળું ઘર શાન્તિદાસ પાટીદારનું છે. તેમના બાપને સાત દીકરા હતા. તે બધા હાલ જુદા જુદા રહે છે. સાતે દીકરાને વાડીવસ્તાર સારો થયો છે. શાન્તિદાસને છ દીકરા છે; તેમાંના મોટા પાંચ ધંધે વળગી ગયા છે, પણ નાનો ભીખારીદાસ હાલ નોકરી ખોળે છે. આશરે દશેક વરસ ઉપર શાન્તિદાસની વહુના મનમાં એમ આવ્યું કે મારા છ દીકરામાંથી નાનો દીકરો અંગ્રેજી ભણે ને સરકારી નોકરીએ વળગે તો કેવું સારૂં! વખતે ટોપીવાળાની મહેરબાની થાય, તો ચડતાં ચડતાં એ તો કુમાવીસદાર થઈ જાય, ને આપણે ઘેર આખા પરગણાની હાકેમી આવે. શાન્તિદાસના મનને આ વાત ભાવી નહિ. હાલ અઢારે વરણ અંગ્રેજી ભણતર ભણવા માંડે છે, તેમાં ઘણા અધવચ મૂકી દે છે, ને થોડા જ ઠેઠ લગી પહોંચે છે. વળી જે થોડા ભણી ઉતરે છે તેમને બધાને કુમાવીસદારી મળતી નથી, એ વાત શાન્તિદાસ સારી પેઠે સમજતા હતા. પણ છોકરો છેલ્લા ખોળાનો હતો, ને આટલી ઉમ્મરે ઘરનાં બૈરાંને નાખુશ કરવાં એ પણ ઠીક નહિ, એમ એમણે વિચાર્યું. વળી એમના હૈયામાં એમ પણ ખરૂં કે પરમેશ્વરને કરવું હોય ને છોકરાનું નસીબ ઉઘડે તો છોકરાની માના કોડ પૂરા પડે ને ઘડપણમાં આપણા

સુખમાં ભણ્યા ન રહે. એટલે પહેલાં તો જરા એમણે બેરાંનું કહ્યું અણકાર્યું ન ગણકાર્યું એમ કર્યું; પણ છોકરાની માએ એ વાતની કેડ મૂકી નહિ, તેથી હારીને અંતે તે હા ભણ્યા. સારૂં મુહૂર્ત જોઈને અંગ્રેજી ભણાવવા ભીખારીદાસને અમદાવાદ વહાય કર્યા. અંગ્રેજી વિદ્યા ભણવી સહેલી નથી. તેમાં વળી સરકારના કાયદા, વળી તેમાં ધોરણ ને ફેરણ, ને પરીક્ષાઓ, તેથી ભણતાં ભણતાં ઘણા વરહાસ લાગ્યા, તેથી કોઈ કોઈ વાર શાન્તિદાસને અકળામણ પણ આવે. દર માસે ખાધાખાઈ તથા ફીના દશ-બાર રૂપિયા અમદાવાદ મોકલવા પડે તે મોટા કબીલાદાર આદમીને ભારે પડતા. પણ વખત લીધું તે પૂરૂં કરવું; હવે અધુરૂં ભણતર મૂકવાથી કાંઈ લહાણ નથી એમ સમજી તે કાંઈ બોલતા નહોતા. અન્તે સાતે વરસે ભીખારીદાસ મેટ્રિકની પરીક્ષા પાસ થયો; તેની ખબર આવતાં શાન્તિદાસને ઘણું સારૂં લાગ્યું, ને છોકરાની મા તેથી વધારે હરખાયાં, ને કહે કે "હું કહેતી નહોતી કે મારો ભીખો નામ કાઢશે? કાંઈ પૈસા ઉગાર્યે કામ થાય? જ્યારે મૂળાનાં પતીકાં જેવા ખર્ચ્યા છે, ત્યારે મારો છોકરો નાગરના છોકરાને ટક્કર મારે તેવો થયો છે."

એ પ્રમાણે ભીખાની મા સૌ આગળ ફુલાય, ભીખાની પરીક્ષા ઉતર્યાના સમાચાર આવ્યા એટલે

તેમણે ગામમાં ગોળ વહેંચ્યો, માતાને વધામણાં દીધાં, ને ઘેર નૈવેદ્ય કર્યાં; બ્રાહ્મણ તથા સગાંસ્નેહીઓને જમાડયા, અને સૌ આશરાગતિયાને પણ સંતોષ્યા. ભીખો ગામમાં આવ્યો ત્યારે ગામના સૌ લોક તેને બોલાવવા આવ્યા. તેઓ શાન્તિદાસને કહે કે "હવે બાપા, અધુરૂં ન રાખશો; હવે તો ભીખારીદાસને મુંબઈ મોકલો. બે પૈસા દેવું થશે તો બારબાજરીનો રોટલો ખાઈ પેટે પાટા વાળી દેવાશે; પણ હવે તો એને મુંબઈ મોકલો."

એમ બધા ઘણો આગ્રહ કરીને કહેવા લાગ્યા. શાન્તિદાસ ખાતા પીતા ગૃહસ્થ હતા. તેમની ખેતી મોટી હતી તથા ઢોરઢાંખર બસ હતાં, ને દાણાદુણી પણ ઘણું રાખતા. પણ નગદ પૈસાનું બહુ જોર એમની પાસે નહોતું, એટલે મુંબઈ મોકલવાનું તેમનું મન ઢચુપચુ થતું હતું. પણ છોકરાનો, તેની માનો તથા આખા ગામનો આગ્રહ જોઇ તેમણે પણ અન્તે નમતું મૂક્યું, ને ભીખારીદાસને મુંબઇ ભણવા રાખવાનો વિચાર નક્કી કર્યો. ને ખરચ સારૂ ગામના શાહુકાર વનમાળીદાસને ત્યાંથી પ્રથમ રૂપિયા સોનો ઉપાડ કર્યો. વિદાય થતા પહેલાં ભીખારીદાસને કોરે બોલાવીને કહ્યું, "ભાઇ, મારી પાસે પૈસા નથી; મુંબઈ તો ઇંદ્રપુરી જેવું છે, ત્યાં ભાતભાતની જણસો મળે છે, તરેહ તરેહના શોખ ત્યાં થઇ શકે છે; માટે તું

જો નીતિથી રહી નીચું માથું ઘાલી અભ્યાસમાં જ મન રાખવાનું કબૂલ કરે તો હું મોકલું, નહિ તો ખર્ચ વેઠવાનું મારૂં ગજું નથી, માટે એ વિચાર આપણે માંડી વાળો."

ભીખાએ પોતાના બાપને પગે હાથ મૂકીને કહ્યું કે "ભા, હું એક પાઈ પણ નકામી નહિ ખરચું. અઢાર વરસનો થયો ને શું હું સમજતો નથી કે આપણા ઓરડામાં શું છે ને શું નથી ?"

સરકારી કૉલેજ ઉઘડતાં ભીખારીદાસ મુંબઇ જઇ તેમાં દાખલ થયા, ને અભ્યાસ શરૂ કર્યો. થોડા દહાડા તો બાપની શીખામણ ને પોતાનું વચન હૃદેમાં રાખી ભીખારીદાસે ખૂબ મહેનત કરી. પછી ત્યાં જૂના થતા ગયા ને છોકરાઓનો સહવાસ વધવા માંડયો. ત્યાંતો પારસીના છોકરાઓના ચળકતા બૂટ જોઇ એમના મનમાં વારંવાર એમ થતું કે, આપણે એવા બૂટ હોય તો કેવું સારૂં ! એવા મનના ઉછાળા ઉપરાઉપરી થાય, ને ભીખારીદાસ તેને દાબી દે; પણ વળી પાછું ફરીફરીને બૂટનું મન થાય. એમ કરતાં કરતાં કેટલાક દહાડા વહી ગયા. પણ છેવટે ભીખારીદાસનું મન રોક્યું રહ્યું નહિ. તેમણે વિચાર કર્યો કે આપણે વરસે દહાડે ત્રણસો રૂપિયા ખરચીએ છીએ, તેમાં ત્રણ ચાર રૂપિયાના વિલાયતી બૂટ લેવામાં કાંઇ વધી જવાનું નથી; બીજી ગમે તે રીતે કસર કરીશું તો એટલા

ક્રિયા ઉભરશે; એટલે બાપાનું મન પણ રહેશે, આપણું વચન પણ જળવાશે ને આપણા જીવને ભાવતી વસ્તુ પણ મળશે. એમ વિચાર કરી તેણે વિલાયતી બૂટની એક જોડ લીધી. તે પહેરીને ચમચમ કરતા ફરે, ને બૂટ સામું જોઇ મલકાઇ મલકાઈ જાય !

ચાર મહીને કૉલેજ બંધ થઇ ત્યારે ભીખાભાઈ પાછા ગામે આવ્યા. સગુંવહાલું, ગામલોક, સહુ બબ્બે ગાઉ એમને લેવા સામું આવ્યું હતું. ભાગોળે આવ્યા ત્યારે ભીખાભાઇ ગાડામાંથી ઉતર્યા, પણ ઉતરતાં પહેલાં પેલા વિલાયતી બૂટ કાઢી પહેર્યા, ને ચમચમ કરતા સૌથી આગળ ચાલ્યા. સૌ કહે, "કેમ ભાઈ આવ્યા કે, કેમ ભાઈ આવ્યા કે? સારા છો? કુશળ છો?" ત્યારે એ હળવે રહી કહે, "હા–હા." ગામના છોકરા પણ એમને જોવા આવ્યા હતા, કેમકે એ ગામમાંથી મુંબઈ ભણવા સારૂ આ પહેલાં કોઈ ગયું નહોતું, ને ભીખાભાઇ મુંબઈ જઈ આવ્યા એ મોટી નવાઈ હતી.

ગામમાં આવ્યા પછી સાંજ સવાર હવા ખાવા ભીખારીદાસ નીકળે ત્યારે પેલા બૂટ પહેરીને જાય. તે જોવાને ગામના બધા જુવાનિયા નીકળે. શાન્તિ-દાસના બીજા દીકરાઓના તથા દીકરીઓના દીકરા

મળી આશરે પંદર વીશ હતા. થોડા દિવસ વીત્યા નહિ એટલામાં તેઓએ પોતપોતાની મા પાસે એવા બૂટ સારૂ કંકાસ કરવા માંડયો. શાન્તિદાસના ભાઇઓના ઘરમાં પણ બૂટ વાસ્તે કલેશ થવા લાગ્યો. ગામના બીજા કણબી વાણિયાના છોકરાઓને પણ એવા બૂટનું મન થયું. બધા છોકરાઓની માઓએ પોતપોતાના છોકરાઓ ભણીની તાણ કરે. પણ ભાયડાઓ એ માને નહિ. એમ બધાં સારાં ઘરમાં થોડો થોડો કંકાસ પેઠો. નીતની કળકળથી ભાયડાઓ છેવટે હાર્યા. એકે એકે સૌ એવા બૂટ મંગાવવા લાગ્યા. દર ફેરે જ્યારે છૂટી પડે ત્યારે ત્યારે ભીખારીદાસ મુંબઇથી પાછા આવે; ને હરવેળા જ્યારે આવે ત્યારે ગામના લોકના છોકરાની પચીસ ત્રીસ વિલાયતી બૂટની જોડો લેતા આવે! એમ બે ત્રણ વરસ વીતી ગયાં, ને ગામમાં બીજી પૂંજી વધી હોય કે નહિ, પણ બૂટની પૂંજી તો ઘણી વધી! ગામમાં વિલાયતી બૂટની ત્રણસો જોડ થઇ. સાંજે બધા જુવાનિયા ખેતરે કે તળાવે ફરવા જાય ત્યારે એ બૂટ પહેરીને જાય, ને એવા બૂટવાળા છોકરાની હારની હાર આગળ પાછળ હરવેળા ગામમાં ફરતી દેખાય. તેથી કેટલાક લોકો માંહોમાંહે વાત કરે કે "ગામની શોભા સારી વધી." ત્યારે વળી બીજા કહે કે "એમાં શું કમાયા? બામ વહેલું બીમા આવશે"

વિલાયતી બૂટ લાંબા ટકતા નથી, ને વરસ દહાડાની માંહે ફાટી જાય છે, એટલે જતે દહાડે એમ થયું કે ભીખાભાઈ જવા નીકળે તે દહાડે તેમને ગામલોક દોઢસો બસો બૂટના પૈસા વળગાડે. આ પ્રમાણે બૂટનો ચાલ જબરો થતો ગયો, ને ગામને માથે રૂપિયા એક હજારનો વરસ દહાડે વેરો ચોંટયો!

એક વાર ભીખારીદાસ ઉનાળાની છૂટીમાં પાછા આવ્યા હતા, ને આંગણામાં ખાટલો ઢાળી પાછલે પહોરે બેઠા હતા. શાન્તિદાસ બાપા એટલે હાથમાં રૂપાની નેહ વાળો હુક્કો ઝાલી રાખી ગુડગુડ કરતા હતા. બીજા થોડા પાટીદાર ને ગામલોક પણ ત્યાં સહેજ બેઠા હતા, ને વાતો કરતા હતા. વનમાળીદાસ પારેખ પણ ત્યાં આવ્યા હતા.

વનમાળીદાસ — બાપા, નવરાશે આપણું ખાતું આંખ તળે કાઢો તો ઠીક.

શાન્તિદાસ — કેમ વારૂ?

વનમાળીદાસ — આંકડો જરા વધતો જાય છે તે તમને ખબર હશે.

શાન્તિદાસ — લીધું વરત પૂરૂં કરવું જોઈએ. છોકરાને મુંબઇ મોકલતાં પહેલાં શી રીતે હતું?

વનમાળીદાસ — ત્યારે તો તમારા સો પચાસ ઉછીના રહેતા.

એમ વાતો ચાલી હતી તેવામાં ગામના હથવીશ મોચી ભેગા થઈ આવ્યા. આવીને ફાળિયાં ઉતારી રાડ પાડવા લાગ્યા કે "બાપા, હવે તો બહુ થયું; હવે તો ખમા કરો તો સારૂં."

શાન્તિદાસ — શું છે? વાત તો કહો.

મોચીઓ મધ્યેનો એક મોચી કે જેનું નામ સોમલો હતું તેને તેમણે કહ્યું, "સોમલા, તું ડાહ્યો છે, તું વિગત માંડીને વાત કહે. તમારે શું જોઈએ છે? ને તમારે શું દુઃખ છે? સગી મા હોય તેને પણ કહીએ તો દુઃખ જાણે.

સોમલો — દુઃખ તો ઘણું છે; વણ વાંકે મરી જઈએ છીએ; પણ રોગ પ્રમાણે ઉપાય થાય તો ફળ વળે; એ તમારા હાથમાં છે. બાપા, તમો ઉપાય કરો તો થાય, નહિ તો એકે ઉપાય નથી, ને અમારે જીવ્યાનો આરો નથી.

શાન્તિદાસ — કરારે તું બોલ. જો મારા હાથમાં હશે તો હું ઉપાય કર્યા વગર નહિ રહું.

સોમલો — બાપા, દુઃખ તો બહુ છે. જુઓ, અમારાં મોચીનાં તમારા ગામમાં વીસ ઘરાં છે. જયારથી ગામ વસ્યું ત્યારથી અમો તમારી પછવાડે પછવાડે વસ્યા છીએ, ને તમારે શરણે પડ્યા છીએ. અમે આજ લગી ગામ લોકોના જોડા ને કોસ શીવતા

ને અમારો ગુજારો કરતા. વળી એકાદ વીઘું જમીન હોય તો ખેડીએ પણ ખરા; એમ કરી દહાડા કાઢતા. પણ આ બે વરસથી અમારૂં પૂરૂં થતું નથી. ને છોકરાં ભૂખે મરે છે. ભીખોબાપો જ્યારથી મુંબઇ ગયા ત્યારથી અમારા દુઃખનું મંડાણ મંડાયું. એ એક બૂટની જોડ લાવ્યા, એટલે અમને લાગ્યું ઠીક છે, એમાં શું માંહી? પણ હવે તો ગામમાં લગભગ એવી ચારસો પાંચસો વિલાયતી બૂટની જોડ ખપે છે. અમો વરસમાં સો સો જોડ શીવીએ, એટલે મજુરીના ૫૦-૭૫ રૂપિયા કમાઈએ, ને અમારા દસ બાર ઘરનો નીભાવ એથી થાય. હવે આ બૂટ આવ્યા એટલે એ જોડા ખપતી નથી. હવે પારસણોની પેઠે અહીંનાં બધાં બૈરાં જોડીઓ મૂકીને બૂટ પહેરશે તો બૈરાંનાં પગરખાં શીવવાનું કામ પણ અમારૂં જશે, ને જેટલા જોડા રોટલા રહ્યા છે તે પણ નહિ રહે. અમારો ગુજારો તો ગામલોક ઉપર હતો, પણ ગામલોક તો બૂટ પહેરે, એટલે આ દશા આવી. અમારાં છોકરાંને પેટ ભરી રોટલા પણ મળતા નથી. જો અમદાવાદમાં કે બીજા આપણા અહીંના ગામના બૂટ હોત તો અમારામાંથી કોઇ ત્યાં જઇ શીખી આવત; અથવા ન શીખત તો છેવટે અમે ભૂખે મરત, પણ અમારી નાત કે ધંધાવાળા બીજાને રોજી મળત, પણ આ તો વિલાયતી બૂટ, એટલે અમારો એકે ઉપાય નથી, મેં

અમારે કોઈ પણ રીતનું મન વાળવાનું નથી, ને આવું ને આમ ચાલશે તો બધાં મરી પરવારીશું.

ભીખારીદાસ — કેવા બેવકૂફ લોક છો! તમારે વાસ્તે શું અમે બૂટ નહિ પહેરીએ? માણસને ગમે તે પહેરવાની છૂટ છે. સાહેબ લોકો બૂટ પહેરે છે. મુંબઈમાં ઘણી વસ્તી બૂટ પહેરે છે, તે સૌ ગાંડા લોક હશે? બેવકૂફ લુચ્ચા લોક!

સોમલો — ગાંડા કે ઘેલા, પણ ભૂખે મરીએ ત્યારે શું કરીએ?

ભીખારીદાસ — ભૂખે મરો છો તેમાં કોનો વાંક છે? બીજો ધંધો કરો.

સોમલો — અમે મોચી તે બીજો ધંધો શું કરીએ?

ભીખારીદાસ — દુનિયામાં ઘણા ધંધા છે. ગમે તે કરો.

સોમલો — શું અમો કુંભારનું કામ કરીએ કે દરજીનું કામ કરીએ કે લવારનું કામ કરીએ કે સોનીનું કામ કરીએ કે હજામનું કરીએ? શું કરીએ, કહો ભીખાબાપા.

ભીખારીદાસ — ત્યારે મજૂરી કરો. મજૂરીમાં શું આવડવું છે?

સોમલો — અમે કોઈ દહાડો મજૂરી ન કરેલી તે શી રીતે મજૂરી થાય? મજૂરીમાં હાથપગમાં જોર જોઈએ. અમને ચાર પૈસા પણ કોણ આપે?

ભીખારીદાસ—ત્યારે પૂરૂં ન થાય તો પરગામ જઈ વસો.

સોમચંદ—આ ગામમાં અમારી વીસ પેઢી થઈ, ને હવે ઘરબાર મૂકીને ક્યાં જઇએ? અહીંનાં ઘર, નાતજાત શી રીતે ઉપાડી જઈએ? લેવું, દેવું, બધું અહીં રહ્યું, ને શી રીતે જવાય? બાપા, આટલું બધું અમને કહો છો, ત્યારે તમે વિલાયતી બૂટ ન પહેરો તો શું સત્યાનાશ વળી જાય? મોચી મજૂરી કરે, બીજો ધંધો કરે, ગામ છોડી જાય, તે કરતાં પાટીદાર વિલાયતી બૂટ ન પહેરે તો શું બગડે? શાન્તિદાસ વચમાં બોલ્યા, "ભીખા, તું છાનો રહે. આ મોચી કહે છે તે વાત જાણવા જેવી છે. જુવાનિયાવેડા કરી એને તરછોડીશ નહિ."

એટલામાં ગામના પારેખ જગજીવનદાસ આવ્યા. તે કહે કે "આ શી ભાંજગડ ચાલે છે?"

શાન્તિદાસ—મોચી રાડ પાડતા આવ્યા છે કે ગામમાં બૂટ આવ્યા, તેથી અમે ભૂખે મરીએ છીએ.

જગજીવનદાસ—હા, મોચી મને કહેતા હતા. બીજાં વસવાયાં પણ થોડી થોડી બૂમ પાડે છે. પૂંજીઓ કુંભાર કહે છે કે એબીવારના વરસે મોચી લોકોએ મારી નાખ્યા સમૂળગી લીધી નથી. ગગાલો દરજી કહે છે કે મોચી લોકની શીલાઇ ચીજ

મને મળી નથી. એ રીતે છે. માટે આપણે ચાર જણ મળીને વિચાર કરીએ તો સારૂં.

શાન્તિદાસ—કહો તો બધા કાલે મળીએ.

જગજીવનદાસ—ઠીક, હું બધાને કહાવીશ, ને રામનાથમાં કાલ પાછલા પહોરે મળીશું.

બીજે દહાડે શાન્તિદાસ બાપા, એમના ભાઇ, ભત્રીજા, ગામના બીજા પાટીદાર, જગજીવન પારેખ, નાથાભાઈ મોદી, જુગલદાસ તલાટી, તુળશીરામ મહેતા વગેરે બધું ગામ રામનાથ મહાદેવમાં ભેગું થયું. ત્યાં વસવાયાં પણ વણુતેડયાં પેટનાં બળ્યાં ભેગાં થયાં હતાં. સોમલો મોચી તથા બીજા મોચી તથા દરજીના ને કુંભારના આગેવાનો આગળથી આવ્યા હતા. બધાએ પહેલાં તો મોચીની વાત સાંભળી. ત્યાં ભીખાભાઈ પણ ગયા હતા. તેમણે અંગ્રેજી વિદ્યાનો આધાર બતાવીને એક મોટી બશેરિયા ચોપડી હતી તે ઉપરથી એક લાંબું ભાષણ કરવાની તૈયારી કરી હતી. તે ઊભા થયા અને બોલવા લાગ્યા, પણ એમના બાપ અને કાકા કહે, "બેસ બેસ, તું ભણી આવ્યો તે જાણ્યું. હજુ તો અમારૂં ખરચ ખાય છે! જ્યારે બે પૈસા કમાય, ને દુનિયા કેમ ચાલે છે તે સમજે ત્યારે તારૂં ભાષણ બહાર કાઢજે."

બધાં વસવાયાં વતી જગજીવન પારેખ પ્રથમ બોલ્યા, તે કહે કે "આ બૂટની ભાંકાળે આઠ દશ

મોચીનાં ઘરનો ધંધો બંધ પડયો છે, ને તેમને ખાવા પીવાની બહુ વેળા પડે છે. મોચી નરમ થયા એટલે તેમની ઘરાકીવાળા કુંભાર, દરજી વગેરે પણ નરમ થયા છે, ને એ પૈસા જેના લેણા દેણા છે તે-શાહુકારનું લેણું ડૂબવા વખત આવ્યો છે, અને ધક્કો આખા ગામને લાગશે. કોઇએ એમ ન સમજવું કે આમાં મારે શી લેવા દેવા છે; બધાનું સારૂં હોય તો આપણે સારૂં, ને નરસું હોય તો આપણે નરસું. હું અમદાવાદ ગયો હતો, ત્યાં પણ આવાં ને આવાં રોદણાં છે. સોનીનાં ઘરેણાં વિલાયતથી તૈયાર થઈ આવે છે, ને તે એવાં આંખને ગમે તેવાં હોય છે કે આપણા ખરા દાગીનાને પણ કોરે મૂકે. એટલે સોનીનો ધંધો બાર આની થઇ ગયો છે. લવારનો ધંધો તો બિલકુલ બંધ પડી ગયા જેવો જ છે. લવાર મજૂરી કરે તેને અંગ્રેજી કારખાનામાં રોજ સારો મળે છે; પણ ચપ્પુ, કાતર ને ખીલા કરનારાનો તો બિલકુલ રોજગાર બંધ પડ્યા જેવો જ છે. વિલાયતી કાપડ કરોડો રૂપિયાનું આવે છે, તેથી સાળવી, વણકર, છીપા, બાંધણીગર વગેરેનો ધંધો ગયો છે. લોક ઘણાં લૂગડાં પહેરે છે, તેથી દરજી ને ધોબી શહેરમાં તાજા દેખાય છે; પણ એકંદરે કારીગર તથા વેપારીને પરદેશી માલ આવવાથી અથાગ નુકસાન થયું છે. ને હજુ તો ક્યાં? શહેરમાં

કોઇ ધણીધોરી નહિ એટલે વિંટળાયું મારે પડે છે. આપણે તો બધા મળીને કરીએ તો બંદોબસ્ત કરવા સમર્થ છીએ; માટે અમારી ધ્યાનમાં આવે છે કે આપણે આપણા ગામ પૂરતો ઠરાવ કરીએ તો ઠીક."

શાન્તિદાસ — શો ઠરાવ ?

જગજીવનદાસ — હાલ તો એટલો કરો કે ગામમાં કોઇ પરગામના બૂટ ન પહેરે. એટલું થાય તો મોચીનું દુ:ખ ટળે.

શાન્તિદાસ — કેમ ભવાનીદાસભાઈ, શું ધાર્યું ?

ભવાનીદાસ — હા, હા, સો ફેરા એવો બંદોબસ્ત કરવો જોઈએ.

નાથાભાઇ મોદી — આપણે પણ કબૂલ છીએ, કેમ તુળશીરામ મહેતા ?

તુળશીરામ — આપણે પણ સો ફેરા કબૂલ.

જુગલદાસ તલાટી — વારૂ, બૈરાંને ઘેર પૂછ્યું ? છોકરાં કંકાસ કરશે, તો તેમની માઓ તેમની કુમક કરશે તેનું શું ધાર્યું ?

શાન્તિદાસ — છોકરાં અને તેમની માઓ જખ મારે છે.

બધા કહે, "વાહ વાહ, બાપા, વાહ વાહ. ત્યારે ચાલો આપણે મન્દિરમાં તુળશી ઉપાડો." બધા મન્દિરમાં ગયા, ને ઠાકોરજી આગળ તુળશી ઉપાડી સૌએ જુદા જુદા સમ ખાધા કે "પરદેશી બૂટ

લાવીએ તો અમને ઠાકોરજી પૂછે," ને પછી બધા વેરાયા.

ગામ સંપીલું હતું; લોકો લાંબી નજરવાળા હતા, તોપણ આ વેળા ઠરાવ પાળવામાં થોડી આનાકાની થઈ, ને પછી ઘેર ઘેર થોડી કચકચ પણ થઈ; પણ શાન્તિદાસે પોતાને ઘેરથી પહેલ કાઢી ભીખારીદાસને જોડા પહેરાવ્યા. એમ પટાપટ ચાલતાં અન્તે બધા ગૃહસ્થોએ સોગન પાળ્યા ને છ મહીને મોચી પાછા આગળ જેવા ખાતા પીતા થયા, ને બીજા કારીગર પણ તાજા થયા.

દી૦ બ૦ અંબાલાલ સાકરલાલ

૧૯

# ઉષસ્તિ ચાક્રાયણ

आपत्कल्पेन यो धर्मं कुरुतेऽनापदि द्विजः ।
स नाप्नोति फलं तस्य परमेति विचारितम् ॥

આપત્તિનો વિચાર કરી શાસ્ત્રકારોએ આચારમાં જે છૂટ આપી હોય, તેનો આપત્તિ ન હોય, છતાં જે લાભ લે છે તેને ધર્મપાલન કર્યાનું ફળ મળતું નથી.

કુરુ દેશમાં એક સમયે લીલો દૂકાળ પડ્યો. કરાના ભારે વરસાદે મોલ મારી નાંખ્યા હતા. અન્નને અભાવે લોકોને રખડવું પડ્યું. એવે સમયે ચક્રનો પુત્ર ઉષસ્તિ પોતાની જુવાન સ્ત્રીને સાથે લઈ ભટકતો ભટકતો એક માવતના ગામમાં બેહાલ સ્થિતિમાં આવી પહોંચ્યો. માવત બાફેલા અડદ ખાતો હતો. તેની પાસે ઉષસ્તિએ થોડું ખાવાનું માગ્યું. માવતે કહ્યું, 'મારી પાસે ખાવ' જેટલું હતું તે આ ભાણામાં

પડચું છે, એટલે એઠું છે. મારી પાસે બીજા અડદ છે જ નહિ!

ઉષસ્તિએ કહ્યું, 'એમાંથી જ મને મળશે તો ચાલશે!' માવતે પોતાની થાળીમાંથી થોડા અડદ ઉષસ્તિને આપ્યા અને તેને પીવાને સારૂ પોતાનો પાણીનો લોટો ધરી કહ્યું, 'આ પાણી પીજો!'

ઉષસ્તિએ જવાબ વાળ્યો, 'એ જો હું પીઉં તો મેં એઠું પીધું ગણાય, માટે એ પાણી હું પીવાનો નથી.'

માવતને અચરજ થયું અને સામું પૂછવા લાગ્યો, 'તો આ મારા અડદ એઠા નથી શું?'

ઉષસ્તિએ જવાબ આપ્યો, 'ભલા માણસ આ અડદ હું ન ખાત તો હું જીવી ન શકત. એ ખાઇને હવે ફરતાં ફરતાં પાણી તો ગમે ત્યાંથી મને મળશે તેથી એઠા અડદની જેમ જો હું એઠું પાણી પણ પીઉં તો મેં ચોખ્ખો સ્વેચ્છાચાર કર્યો ગણાય.'

ખાધા પછી બાકી રહેલા અડદ સાથે લઈ ત્યાંથી ઉષસ્તિ પોતાની સ્ત્રી પાસે આવ્યો. સ્ત્રીને તો બીજેથી સારી ભિક્ષા મળેલી હોવાથી તેણે એ એઠા અડદ ન ખાધા. પણ પતિના આપેલા એટલે લઇને પોતાની પાસે રાખી મૂકયા.

બીજે દિવસે સવારમાં ઊઠી ઉષસ્તિએ પોતાની સ્ત્રીને કહ્યું, 'જો થોડું અન્ન મળી જાય તો તે ખાઇને

થોડી શક્તિ મેળવીએ. પછી કાંઈક દક્ષિણા પ્રાપ્ત થઈ શકશે. કેમકે પાસેના મુલકનો રાજા યજ્ઞ કરે છે ત્યાં મને પાત્ર જાણી તે ઋત્વિજોના કામને સારૂ જરૂર મારૂં વરણુ કરશે.'

આ સાંભળી તેની સ્ત્રીએ આગલા દિવસના રહેલા સડેલા અડદ તેને આપ્યા. તે ખાઇ તેઓ રાજાના યજ્ઞમાં પહોચ્યાં. મંત્રો ભણુતા હતા ત્યાં જઈ ઉષસ્તિ બેઠો.

યજ્ઞના ઋત્વિજો વગર જાણ્યે ગમે તેમ મંત્રો ભણુતા હતા. તે સાંભળીને તરત જ ઉષસ્તિ બોલ્યો, 'ખબરદાર! હે મૂઢો, મારી સમીપ આમ ગમે તેમ મંત્રો ભણુશો તો તમારાં માથાં એની મેળે ખરીને નીચે પડશે.' આ સાંભળી બધા ઋત્વિજો મંત્ર ભણુતા અટકી ગયા. રાજાએ પોતાના ઋત્વિજોને આમ મૌન થયેલા જોઈ વિચાર્યું કે આ નવો આવેલો બ્રાહ્મણુ કોઈ સમર્થ પુરુષ હોવો જોઇએ. તેની આગળ હાથ જોડી ઊભા રહી રાજાએ પૂછ્યું 'ભગવન્, આપ કોણુ છો?'

ઉષસ્તિએ જવાબ આપ્યો, 'હું ચક્રનો પુત્ર ઉષસ્તિ છું.'

એ સાંભળી રાજાએ કહ્યું 'અહો! ચાક્રાયણુ ઉષસ્તિ તે આપ! આપનાં ગુણુ તથા કીર્તિ સાંભળી ઋત્વિજના કામને માટે મેં આપની જ શોધ કરાવી

હતી. ઘણી શોધ કરવા છતાં આપની ભાળ ન લાગી તેથી નાછૂટકે બીજાઓનું વરણ કરવું પડ્યું. પણ હવે અનાયાસે આપ પધાર્યા છો તો ઋત્વિજોનાં સર્વ કર્મને સારૂ હું આપનું જ વરણ કરૂં છું.'

ઉષસ્તિએ એ સ્થાનનો સ્વીકાર કરી રાજાને કહ્યું, 'પણ મારા આવવાથી આ બ્રાહ્મણોને રજા આપવાની જરૂર નથી. મારી દેખરેખ નીચે એજ લોકો કામ કરશે. ભૂલ કરશે ત્યાં હું સુધારતો જઇશ. દક્ષિણા હું એમના જેટલી જ લઇશ. મને વધારે દક્ષિણા આપીને તારે હાથે એમનો માનભંગ મારે કરાવવો નથી.'

ત્યાર પછી બધા બ્રાહ્મણો ઉષસ્તિને પોતાની ભૂલો વિષે પૂછવા લાગ્યા. તેણે તે બધાનું સમાધાન કર્યું અને તેમની પાસે યથાવિધિ યજ્ઞ પૂરો કરાવ્યો.

૨૦

## યમરાજનો અતિથિ

વાજશ્રવસ નામે એક પ્રસિદ્ધ ઋષિ હતા. તેમણે વિશ્વજીત્* નામના યજ્ઞનું ફળ મેળવવાની ઇચ્છાથી પોતાનું સર્વ ધન—ગાયો—બ્રાહ્મણોને આપી દીધું. ઋષિને નચિકેતા નામે એક પુત્ર હતો. બ્રાહ્મણો દક્ષિણામાં મળેલી વૃદ્ધ ગાયોને લઇ જતા હતા. તે જોઈ નચિકેતાના મનમાં, એ બાળક હોવા છતાં, શ્રદ્ધા પેઠી. તેણે વિચાર કર્યો:

"જેમનામાં પાણી પીવાની પણ તાકાત રહી નથી, જે ઘાસ પણ ખાઇ શકતી નથી, જે દૂધ દઇ શકે તેમ પણ નથી, તથા જેમની ઇંદ્રિયો શિથિલ થઇ ગઈ છે એવી ગાયોનું જે દાન કરે છે, તે ખરેખર, આનંદથી રહિત જે લોક છે ત્યાં જાય છે."

---

* આ યજ્ઞમાં પોતાનું સર્વ ધન દાન કરી દેવાનું હોય છે.

આમ વિચાર કરી, પોતાના બલિદાનથી પિતાને એ અનિષ્ટમાંથી ઉગારવાના હેતુથી તેણે કહ્યું, "હે તાત! હું પણ તમારૂં ધન છું. મને કોને આપો છો?" પણ બાપે એના બોલવા તરફ ધ્યાન આપ્યું નહિ. એટલે નચિકેતાએ બીજી વાર પૂછ્યું, "પિતાજી! મને કોને આપો છો?" પિતા તોપણ ચૂપ જ રહ્યા. એટલે નચિકેતાએ ત્રીજી વાર પૂછ્યું, "પિતાજી! મને કોને આપો છો?"

ફરીફરી એનો એ જ પ્રશ્ન સાંભળી પિતાએ ચીડાઈને કહ્યું, "તને મોતને આપું છું."

પિતાનાં આવાં ક્રોધયુક્ત વચન સાંભળી નચિકેતાએ વિચાર કર્યો: "પિતાજીના એવા ઘણા શિષ્યો છે, જેમાં મારો નંબર પહેલો છે, ઘણા એવા પણ છે, જેમાં મારો નંબર વચ્ચે આવે; પણ હું કનિષ્ઠ પંક્તિમાં આવું એવો તો નથી જ. યમને ત્યાં તો આપણે આપણને ભારરૂપ માણસોને પણ પોતાની મેળે ન મોકલીએ; અને હું તો ઘણો ઉપયોગી છું. મને કોઇ ઋત્વિજને આપી દીધો હોત તો એને ઘરકામમાં હું ઘણો ઉપયોગી થઇ પડત. પણ યમરાજનું એવું કયું કામ હશે, જે પિતા આજે મારા દાનથી સિદ્ધ કરશે? એને ત્યાં ક્યાં નોકરચાકરોની ખોટ છે, કે મારા વગર કામ અટકી રહે!"

બાળક નચિકેતાને પિતાનું હાર્દ કંઇ સમજાયું નહિ. તોપણ પિતાનું વચન પાળવા માટે એ યમને ત્યાં જવા તૈયાર થયો. પણ કયો પિતા પોતાના જીવતા છોકરાને રાજીખુશીથી યમને ત્યાં મોકલવા કબૂલ થાય?

પુત્રને તૈયાર થયેલો જોઈ પિતા શોક કરવા લાગ્યા. એ જોઈ નચિકેતાએ કહ્યું, "હે તાત! આપની પૂર્વે થઈ ગએલા આપના બાપદાદા વગેરેએ પોતાનું વચન પાળવાની ખાતર કેવાં કેવાં કષ્ટ વેઠયાં તે જૂઓ અને હાલમાં પણ અન્ય સાધુસંતો સત્યને માટે કેટલો ભોગ આપે છે, તેનો વિચાર કરો; અને મારે માટે શોક કરવાનું મૂકી દઈ મને જવાની રજા આપો. માણસો ઘાસની માફક જીર્ણ થઇને મરે છે અને વળી ઘાસની માફક જન્મે છે. તેમાં શોક શાનો?"

પુત્રનાં આવાં વચન સાંભળી પિતાએ એને યમને ત્યાં જવાની રજા આપી. યમ ઘેર નહોતા. એટલે નચિકેતાએ ત્રણ દિવસ અન્ન લીધા વગર યમને ઘેર રાહ જોઇ. ત્રીજે દિવસે યમ ઘેર આવ્યા. એટલે ઘરનાં વૃદ્ધોએ કહ્યું, "સાક્ષાત્ અગ્નિ જ અતિથિ-બ્રાહ્મણના રૂપમાં ઘરમાં પ્રવેશ કરે છે. સત્પુરુષો અતિથિને જળ વગેરે આપી તે અગ્નિના દાહની શાંતિ કરે છે. માટે હે યમ! આ અતિથિના

હાથપગ ધોવા માટે પાણી લઈ જાઓ. અતિથિ ત્રણ દિવસથી તમારી રાહ જોઈ અન્નજળ વગર બેસી રહ્યો છે. માટે તમે જાતે સેવા કરશો તો જ એ શાંત થશે. જે અલ્પબુદ્ધિવાળા મનુષ્યના ઘરમાં અતિથિ-બ્રાહ્મણ ભોજન કર્યા વગર રહે છે, તેનું સર્વ પુણ્ય તથા પુત્રપશુ વગેરે સર્વ એ લઈ જાય છે."

વૃદ્ધોનાં વચનો સાંભળી યમરાજા નચિકેતા પાસે દોડી ગયા અને હાથ જોડી કહેવા લાગ્યા, "હે બ્રહ્મન્! નમસ્કાર કરવા યોગ્ય તમે અતિથિ થઇને મારા ઘરમાં ત્રણ રાત્રિ પર્યંત ભોજન કર્યા વગર પડી રહ્યા! તમને નમસ્કાર હો! અને તેથી મારા દોષની નિવૃત્તિ થઇ મારૂં કલ્યાણ થાઓ. ભૂખ્યા પેટે પસાર કરેલી દરેક રાત્રિ માટે એક એક, એમ ત્રણ વર માગો."

નચિકેતાએ કહ્યું, "ત્રણ વરદાનમાંથી પ્રથમ વર હું એ માગું છું કે મારા પિતાના મારે વિષેના સંકલ્પવિકલ્પ શાંત થાય, તેમનું મન પ્રસન્ન થાય, મારે માટેનો તેમનો ક્રોધ શમી જાય અને તમે પાછા મોકલેલા મને ઓળખીને મારી સાથે તેઓ પ્રેમથી ભાષણ કરે."

યમરાજે કહ્યું, "તથાસ્તુ! પહેલાંની માફક જ મેં પાછાં મોકલેલા તને તારા પિતા ઓળખશે.

મૃત્યુના મુખમાંથી છૂટેલા તને જોઈ એમનો ક્રોધ શાંત થશે અને રાતે એ સુખથી ઊંઘશે."

પ્રથમ વરથી પિતાની પ્રસન્નતા સંપાદન કરી, દ્વિતીય વરદાનમાં સ્વર્ગના સાધન અગ્નિનું જ્ઞાન નચિકેતાએ માગ્યું.

યમરાજે તેને પૃથિવ્યાદિ લોકોનો આદિ જે અગ્નિ, તે પ્રગટાવવા માટે જે ઇંટો જોઇએ, જેટલી જોઇએ તથા તે જેવી રીતે ગોઠવવી જોઇએ—તે બધું કહ્યું. નચિકેતાએ પણ પોતે બધું બરાબર સાંભળ્યું છે એ બતાવવા માટે યમરાજે એને જેમ કહ્યું હતું તેમ બધું ફરીથી યમરાજને કહી બતાવ્યું. તેથી સંતોષ પામીને યમે ફરીથી કહ્યું, "હે નચિકેતસ્! તારા પર પ્રસન્ન થઇને તને હું બીજો એક વર આપું છું. આ અગ્નિ તારા નામથી ઓળખાશે. અનેક રત્નોથી ગૂંથેલી આ માળા પણ તું લે. હે નચિ-કેતસ્! હવે ત્રીજો વર માગ."

નચિકેતા બોલ્યો, "ભગવન્! માણસ મરી જાય છે ત્યારે લોકોને આવી શંકા થાય છે—કેટલાક કહે છે કે શરીર નાશ પામે તોપણ શરીરથી ભિન્ન, આત્મા અવશેષ રહે છે; જ્યારે કેટલાક કહે છે કે એવો કોઈ આત્મા છે જ નહિ. આપના ઉપદેશથી આમાં સત્ય શું છે, તે જાણવાની મારી ઈચ્છા છે.

ત્રણ વરદાનમાંથી બાકી રહેલા ત્રીજા વર તરીકે હું આ માગું છું."

નચિકેતાએ એ પ્રમાણે કહ્યું, ત્યારે નચિકેતા આત્મજ્ઞાન માટે અધિકારી છે કે નહિ, તેની પરીક્ષા કરવા માટે યમરાજે કહ્યું:

"હે નચિકેતસ્! પૂર્વે દેવોના મનમાં પણ આ આત્મતત્ત્વ વિષે શંકા ઉત્પન્ન થઈ હતી. આ આત્મતત્ત્વ સહેલાઇથી સમજી શકાય એવું નથી. આ ધર્મ અતિ સૂક્ષ્મ છે. માટે હે નચિકેતસ્! અન્ય વર માગ. મને ન રોક. એ વર મારો મને પાછો આપી દે."

નચિકેતાએ કહ્યું, "ખરેખર, જ્યારે દેવોએ પણ આ આત્મતત્ત્વમાં શંકા ઊઠાવી છે, અને હે મૃત્યો! આપ પણ કહો છો કે એ સહેલાઈથી સમજી શકાય એવું નથી, ત્યારે તો એ સમજાવવા માટે આપના જેવો વક્તા શોધ્યા છતાં પણ મળી શકે તેમ નથી. આપ અન્ય વર માગવાનું કહો છો; પણ બીજો કોઈ વર એની તોલે આવી શકે તેમ નથી.'

નચિકેતાનાં એવાં વચન સાંભળી યમરાજે એને લાલચો બતાવવા માંડી:

"હે નચિકેતસ્! સો વર્ષની આવરદાવાળા પુત્રપૌત્રો માગ. ઘણાં પશુઓ, હાથી, સુવર્ણ,

ઘોડા માગ. ભૂમિનું વિસ્તીર્ણ રાજ્ય માગ અને પોતે પણ જેટલાં વરસ જીવવાની ઇચ્છા હોય તેટલાં વરસ જીવ.

"જો આના સમાન બીજો કોઈ વર મનમાં આવતો હોય તો તે માગ. દ્રવ્ય માગ. લાંબું આયુષ માગ. હે નચિકેતસ્! આ વિશાળ પૃથ્વી પર તું રાજા થા. હું તને ઇચ્છા પ્રમાણે ભોગ ભોગવવા માટે શક્તિમાન બનાવીશ.

"જે જે ભોગો મનુષ્યલોકમાં દુર્લભ છે તે સર્વ ભોગો ઇચ્છા પ્રમાણે માગી લે. આ રથ અને વાજીંત્ર સહિત સ્ત્રીઓ છે. આવી સ્ત્રીઓ મનુષ્યોને નથી મળતી મારી આપેલી આ સ્ત્રીઓ વડે તું સેવા કરાવ. પણ હે નચિકેતસ્! મરણ સંબંધી—મરણ પછી આત્મા છે કે નહિ એવો—પ્રશ્ન ન પૂછ."

યમરાજનાં વચનો સાંભળી, લાલચોમાં ન ફસાતાં નચિકેતાએ કહ્યું,

"હે મૃત્યો! જે ભોગો આપે ગણાવ્યા તે તો કાલ સુધી પણ ટકશે કે નહિ, તેની શંકા છે. એ મનુષ્યોની સર્વ ઇંદ્રિયોનું તેજ હરણ કરે છે. વળી લાંબામાં લાંબું આયુષ પણ અનન્ત કાળની સાથે સરખાવતાં અલ્પ જ છે. માટે આપનાં રથાશ્વાદિ વાહનો અને નૃત્યગીતને હું શું કરૂં? જે આ વર

ગૂઢ હોવા છતાં નચિકેતાના મનમાં પ્રવેશ પામ્યો છે તેથી બીજો વર નચિકેતા માગશે નહિ."

નચિકેતાની નિઃસ્પૃહતા જોઈ યમરાજ ખુશ થયા; અને તે આત્મજ્ઞાનનો અધિકારી છે એમ જાણી તેને શ્રેય અને પ્રેયનો ભેદ સમજાવ્યો, જગતની અનિત્યતા બતાવી, ઇંદ્રિયદમનનો ઉપદેશ કર્યો અને આત્મા તથા બ્રહ્મના સ્વરૂપનું જ્ઞાન આપી આત્માને કેમ મેળવાય અને મૃત્યુને કેમ જીતી જવાય એ વિદ્યા બતાવી. યમરાજે આપેલી આ વિદ્યા મેળવીને નચિકેતાને બ્રહ્મની પ્રાપ્તિ થઈ, તેનો મોક્ષ નીકળી ગયો અને તે મૃત્યુને તરી ગયો.

૨૧

## ગ્રામસેવક મઘ

હજારો વર્ષ પૂર્વે બોધિસત્ત્વ મગધ દેશમાં મચલ નામના એક ગામડામાં એક ખેડૂતના કુટુંબમાં જન્મ્યો. તેનું નામ તેનાં માતાપિતાએ મઘ એવું રાખ્યું હતું. મઘ જ્યારે ઉંમરલાયક થયો ત્યારે પોતાના ગામના લોકોનું સ્વાર્થીપણું જોઈ મનમાં ખૂબ ખિન્ન થયો. તે પોતાના ગામના રસ્તા સાફ કરવાનું, ગંદવાડ લઈ જઈ બહાર નાંખવાનું, પીવાના પાણીમાં ગંદું પાણી જાય નહિ માટે કૂવાને પાળ બાંધવાનું વગેરે એવાં જ બીજાં લોકોપયોગી કામો કરતો. પરંતુ તેનાં આ કામથી રાજી થવાને બદલે લોકો તેને દોષ દેતા. તેઓ ચબૂતરા પર કે દારૂના પીઠા પર ભેગા થઈ કહેતા કે “અરે, આ પેલો ગાંડિયો મઘ! પોતાના ઘરનું કામ છોડીને ચાલ્યો નકામી માથાફોડ કરવાને! એકલાથી તે કદી આખા ગામનું હિત થયું છે? આપણે ભલા ને આપણું કામ ભલું, તેને બદલે આ તો ગામનું ભલું

કરવા નીકળ્યો છે! શું કરવું છે આપણે આખા ગામને? મઘને પોતાની મૂર્ખાઈ સારૂ કોઈક દિવસ પશ્ચાત્તાપ કરવો પડશે!"

મઘની છચોક નિંદા થતી, એટલું જ નહિ પણ તેનાં સગાંઓ પણ તેની વિરુદ્ધ હતાં, તોપણ તેણે પોતાનું કર્તવ્ય છોડી દીધું નહિ. મઘ એક દિવસ એકાદ રસ્તો સાફ કરે અને બીજે જ દિવસે આસપાસનાં ઘરમાંથી સ્ત્રીઓ કચરો નાંખે. કોઈ વૃદ્ધ કહે કે, "આ ગંદવાડ શું કામ કરો છો?" તો તેઓ કહેતી, "તમારે શું? પેલો મઘ મૂઓ છે ને? એ આવશે અને કરશે સાફ."

મઘ ફરી બેચાર દિવસે પાછો તે ને તે જગ્યાએ જાય અને સાફ કરી નાંખે. મઘના આ આત્મસંયમનું પરિણામ જૂના જમાનાના લોકો ઉપર તો કંઈ પણ થયું નહિ, પરંતુ, મઘનો આ માર્ગ સારો કેમ ન હોય? એવા એક બે તરુણોને વિચાર આવવા લાગ્યા. મઘ પોતાના ઘરકામમાં કાંઇ પણ અડચણ આવવા દેતો નહિ. ઘરનું ખેતીનું કામ આટોપી લઈ ફાજલ વખત તે જનસેવામાં ગાળતો. ગામના બીજા લોકો ફુરસદને વખતે દારૂનાં પીઠાં પર અથવા ચૌટામાં ભેગા થઇ ગપ્પાં મારવામાં પોતાનો વખત ગાળતા. એટલું જ નહિ, પણ દારૂના વ્યસનથી તેમનું ઘરકામ પણ ઠીક થતું નહિ. તે ઉપરાંત મારામારીમાં અને

ટંટાફિસાદમાં તેમના વખતનો અપવ્યય થતો તે તો જુદો જ.

ઉપર કહી ગયા તેવા બે તરુણોમાં એક દિવસ આવો સંવાદ થયો. પહેલો તરુણ બોલ્યો, "કેમરે, ગામમાંના બધા લોક તો આ મધનો દોષ કાઢે છે. પરંતુ મને લાગે છે કે આપણા ગામમાં જો કોઈ સારો માણસ હોય તો તે મધ જ છે. મધને મેં કદી દારૂને પીઠે કે ચાવડી પર તો જોયો જ નથી; કદી કોઇ સાથે તે ટંટાબખેડા કરતો નથી; તેના ઘરમાં તો મૂર્તિમંત શાંતિ વાસ કરે છે. આવા માણસને આપણા લોક મૂર્ખ ગણે છે, એ આશ્ચર્ય નથી શું? મને લાગે છે કે આપણે ગુરુ કરવા હોય તો તપોવનમાં ગુરુ શોધવા ન જતાં આને ગુરુ કરવા એ સારૂં."

બીજાએ કહ્યું, "ચાલ, અબઘડી આપણે મધ પાસે જઇએ. તે આ વખતે કંઇ પણ લોકસેવાનું જ કામ કરતો હશે."

આ પ્રમાણે વાતચીત થયા પછી તે બન્ને તરુણ, મધ જ્યાં કામ કરતો હતો ત્યાં ગયા અને મધને કહ્યું, "આજ સુધી અમે તારી ઉપેક્ષા કરી, એ માટે અમને અત્યંત દુઃખ થાય છે. અભાગીને પોતાને ઘેર પડેલી થાપણની જેમ ખબર ન હોય તેમ જ તારા સદ્ગુણ, તું અમારી પાસે હોવા છતાં, અમને ખબર પડ્યા નહિ. આજથી અમે તારા

શિષ્ય થઇ તારૂં અનુકરણ કરી સત્કૃત્યમાં કાળ ગાળવાનો નિશ્ચય કર્યો છે.”

મઘ બોલ્યો, “મિત્રો, સદાચરણમાં કાળનો સદ્વ્યય કરવાની તમારી ઇચ્છા વખાણવા જોગ છે, પરંતુ આ માટે મારૂં શિષ્યત્વ સ્વીકારવાની આવશ્યકતા નથી. મારા જેવા તો મર્ત્ય, નાશવંત છે, એ તમે જાણો જ છો. માટે આવા ક્ષણભંગુર પ્રાણીનું શિષ્યત્વ ન સ્વીકારતાં, આપણે બધા ધર્મનું શિષ્યત્વ સ્વીકારીએ એ સારૂં. કારણ ધર્મ શાશ્વત છે, તે અનાદિ છે; તેને આપણી પાસેથી કોઇ પણ દૂર કરી શકે એમ નથી.”

તે તરુણ બોલ્યા, “પણ ધર્મનું જ્ઞાન તમારા જેવા સંત વિના અમ જેવા સંસારી જનોને કેમ થાય?”

મઘ બોલ્યો, “ધર્મ ગહન વસ્તુ છે. તેનું સંપૂર્ણ જ્ઞાન થવું આપણા જેવા સંસારીજનોને શક્ય નથી. તોપણ એક વાત ખરી છે કે ધર્મની સ્થાપના શીલના પાયા પર થયેલી છે. અર્થાત શીલ વિના ધર્મપ્રાપ્તિ થવાની નહિ.”

તરુણે પૂછ્યું, “શીલ એટલે શું?”

“કુમાર્ગથી નિવૃત્તિ અને સત્કર્મમાં પ્રવૃત્તિ એને સાધુલોક ‘શીલ’ કહે છે. પ્રાણીનો ઘાત ન કરવો, ચોરી ન કરવી, વ્યભિચાર ન કરવો, અસત્ય ભાષણ ન કરવું, અને માદક પદાર્થોનું સેવન ન

કરવું, એ પાંચ નિયમ એકનિષ્ઠાથી પાળીએ તો આપણે કુકર્મથી બચી જઇએ અને પરોપકારાદિ સત્કૃત્યમાં આપણા કાળનો ઉપયોગ કરી શકીએ."

તરુણ બોલ્યા, "આજથી આ પાંચ નિયમ અમે બરાબર શ્રદ્ધાપૂર્વક પાળીશું, અને ઘરકામથી બચેલો કાળ સત્કર્મમાં ગાળીશું."

આમ ધીરે ધીરે મઘને ત્રીસ અનુયાયી મળ્યા. તે સૌએ મળી રોગી લોકો માટે અને અનાથ અપંગ લોકો માટે એક ધર્મશાળા સ્થાપન કરી. આસપાસના ગામના રસ્તા સાફ કર્યા, નાના નાના પૂલો બાંધ્યા, તળાવ ખોદ્યાં અને બીજાં લોકોપયોગી કામ કર્યાં. આ ઉપરાંત તેઓ પોતાના પરગણાના લોકોને પંચ-શીલનો ઉપદેશ કરતા. આ તેમના કૃત્યનું આખા પરગણા ઉપર એવું પરિણામ થયું કે થોડા અપવાદ બાદ કરતાં ત્યાંના બધા લોક સદાચારી બન્યા. દારૂના પીઠાવાળાને પોતાની દુકાનો બંધ કરવી પડી, અને ત્યાંના ગ્રામભોજક (ન્યાય અને વસૂલી કામદાર) ને દંડના રૂપમાં ઘણી જ મોટી પ્રાપ્તિ થતી, તે નહિ જેવી થઈ ગઈ.

આ પરગણાના લોકોમાં પહેલાં એટલા ટંટા થતા કે તેનો નિકાલ કરતાં ગ્રામભોજકને જમવાને સુદ્ધાં ફુરસદ મળતી નહિ; પણ હવે ગ્રામભોજકે આખો દિવસ તકિયાને અઢેલી વાતો કરતાં બેસવું;

અને કચેરીનો વખત પૂરો થતાં ઘેર જવું એવો પ્રકાર શરૂ થયો. પોતાના પરગણામાં સ્થિતિ આવી કેમ પલટાઇ ગઈ એની ચોકસી કરતાં, મઘ અને તેના ત્રીસ અનુયાયીઓએ આ બધી ક્રાંતિ કર્યાનું ગ્રામભોજકને જણાયું. આ ત્રીસેને આ પ્રદેશમાંથી ઉચકી લીધા સિવાય લોકો પહેલાના જેવી સ્થિતિમાં આવશે નહિ એમ વિચારી, કાંઇ જરૂરી કામ માટે પોતે મગધ દેશના રાજાને મળવા જાય છે એમ પોતાના હાથ નીચેના લોકોને જણાવી તેણે રાજધાનીનો રસ્તો પકડ્યો.

મગધ દેશનો તે કાળનો રાજા ઘણો વિલાસી હતો. તેનો મેળાપ થવો મહા કઠણ કામ હતું. તોપણ ગ્રામભોજકે પોતાની સાથે આણેલું મોટું નજરાણું રાજાને ભેટ કરી મહાપ્રયત્ને એક મુલાકાતનો જોગ સાધ્યો. રાજાએ ગ્રામભોજકના આગમનનું કારણ પૂછતાં તે બોલ્યો, "મહારાજ, શું કહેવું? અમારા દેશમાં ત્રીસ તોફાનીઓ અને તેમના નાયકે ઘણો જ ઉત્પાત મચાવી મૂક્યો છે. બધા લોક ગામ છોડી ભાગે છે અને આ હરામખોરોના ડરથી અમારા પ્રદેશમાં બીજા લોક આવતા નથી. આ પ્રમાણે ખેતી, વેપાર રોજગાર બધું બંધ પડી ગયું છે. હવે આપને અમારાં પરગણામાં જ નહિ, પણ આસપાસના સહુ પ્રાન્તમાં પણ કર વસૂલ કરવો અશક્ય થઇ પડશે."

રાજા અતિશય સંતાપ પામી બોલ્યો, "આ વાત તમે મને જણાવી એ બહુ સારૂં થયું. તમારી સાથે હું નાની ફોજ આપું છું. તેની સહાયતાથી તમે એ તોફાનીઓને પકડી લાવો."

ગ્રામભોજકે પોતાના પરગણામાં જઈ મઘ અને તેના સાથીઓને પકડ્યા. તેઓએ ગ્રામભોજકનો કંઈ પણ વિરોધ કર્યો નહિ. "તમને પકડવા માટે રાજાનો હુકમ છે," એમ કહેતાંની સાથે જ તેઓ પોતાની મેળે સ્વાધીન થયા. ગ્રામભોજકે તેમના હાથપગમાં બેડીઓ ઘાલી દીધી અને તેમને પકડી આણ્યાની વર્દી રાજાને આપી. તે વખતે રાજા અંતઃપુરમાં હતો. આ દરોડાખોરોને જોવાની તેને ફુરસદ નહોતી. તેણે ત્યાંથી જ હુકમ છોડ્યો કે 'તોફાનીઓને મહેલના આંગણામાં ઊંધા સૂવાડી તેમના શરીર પરથી હાથી ચલાવો."

રાજાના હુકમ પ્રમાણે મઘ અને તેના સાથીઓને મુસ્કેટાટ બાંધીને ઊંધા સૂવાડવામાં આવ્યા. પછી હસ્તિશાળામાંથી એક મહોન્મત્ત હાથી તેમના પર છોડવાને સજ્જ કરવામાં આવ્યો.

મઘે પોતાના અનુયાયીઓને કહ્યું, "ભાઇઓ, આજ સુધી આપણે સદાચારમાં કાળ ગાળ્યો છે. હવે આપણામાંના કોઇકને એમ લાગવાનો સંભવ છે કે સદાચરણથી મનુષ્ય સુખી જ થાય છે એમ નથી.

અમે અમારૂં જીવન સત્કર્મમાં જ ગાળ્યું છે છતાં અમારા પર આ સંકટ કેમ આવ્યું? પણ મિત્રો, આ સમયે એવા વિચારનો સ્પર્શ પણ તમારા દિલને થવા દેશો નહિ. આલોકમાં ન્યાયયુક્ત વહેવાર નહિ હોય, છતાં પરલોકમાં આપણાં કર્મોનું ફળ આપણને મળવાનું છે. આલોકમાં કોઈ લુચ્ચો માણસ પુષ્કળ સંપત્તિ મેળવે છે અને કોઇ સત્પુરુષ દારિદ્રયમાં દબાય છે. એટલે આલોકમાં તો માણસને ન્યાય મળતો નથી એ ઉઘાડું છે. પરંતુ આપણાં કર્મોથી આપણે એટલાં બધાં બંધનોમાં આવી જઇએ છીએ કે તેને લીધે પરલોકમાં આપણો છૂટકારો થવો અત્યંત અશક્ય થઇ પડે છે. માટે આપણાં કર્મો જ આપણા રક્ષક અને આપણાં કર્મો જ આપણા ન્યાયાધીશ થશે, એ પકકું ધ્યાનમાં રાખો. વળી તમારા મનને ખોટું લાગતું હોય તે વખતે જો તમારૂં મરણ થશે, તો તેનું પરિણામ અત્યંત અનિષ્ટ આવવાનું, કેમકે મનુષ્યનું મન અસ્થિર હોય તેવે વખતે જો તેમું મરણ થાય તો પુનર્જન્મમાં તે હીન યોનિમાં જન્મે છે, એવાં ઋષિમુનિઓનાં વચન છે. તેથી આ પ્રસંગે તમારી મૈત્રીભાવના દ્દઢ કરો. જેવો તમારો લોક પર પ્રેમ હતો તેવો જ તમારી ફરિયાદ કરનાર ગ્રામભોજક પર, તમને મારવાનો હુકમ કરનાર રાજા પર અને તમને મારવાને પ્રવૃત્ત થયેલા આ હાથી

પર તમારો પ્રેમ થવા દો. શત્રુ, મિત્ર, તટસ્થ અને હું એવા ભેદો મનમાંથી કાઢી નાંખી સર્વની ઉપર સરખી મૈત્રી થવા દો. એક દેહનાં જેમ ભિન્ન ભિન્ન અંગો હોય છે તેમ જ આપણે એક વિશ્વનાં અંગ છીએ, એ સમજ ઢીલી પડવા દેશો નહિ. આજ પર્યંત કરેલાં સત્કૃત્યોનું તમે આ સમે ચિંતન કરો."

મઘનાં વચન પ્રમાણે તે સર્વેએ તે હાથી પર, રાજા પર અને ગ્રામભોજક પર મૈત્રીભાવના કરી. જો કે તે પ્રાણીઓ તેમના દેહને અપાય કરનારાં હતાં, તોપણ તેમના અંતઃકરણને તો હિતકર્તા જ લાગ્યાં! 'આ ગ્રામભોજક, આ રાજા અને આ હાથી આપણને આ નશ્વર જગતમાંથી મુક્ત કરે છે, તો પછી તેમને આપણા શત્રુ કેમ ગણીએ?' એમ તેઓ કહેવા લાગ્યા.

હાથી મહાબુદ્ધિમાન પ્રાણી છે. માણસ કરતાં પણ બીજાં પ્રાણીનું મન ઓળખતાં તેને વધારે આવડે છે. જ્યારે મઘ અને તેના સાથીઓને મારવા માટે માવતે હાથીને આગળ આણ્યો ત્યારે તે મોટેથી કીકિયારી પાડી એકદમ પાછળ હઠ્યો! કેમે કર્યો તે તેમના શરીર પર ડગ દે જ નહિ! ફરી બીજો, ત્રીજો, એમ બેચાર હાથી આણ્યા. પરંતુ તે સર્વ માવતના અંકુશના મારની દરકાર ન કરતાં કીકિયારી કરી પાછળ હઠ્યા. એકે હાથીએ મઘને અને તેના સાથીઓને ઉપદ્રવ કર્યો નહિ!

આ સમાચાર રાજાને મળતાં જ તે બોલ્યો, "આ લોકો હાથીનો મંત્ર જાણતા હોવા જોઇએ અથવા તેમની પાસે કંઈ ઔષધ હોવું જોઇએ, જેના યોગે હાથી તેમની પાસે જવાની હિંમત કરતો નથી."

રાજાની આજ્ઞા થતાં બોધિસત્ત્વને અને તેના સાથીઓને સિપાઈઓએ રાજા સમક્ષ લઇ જઇ ઊભા કર્યા. રાજાએ તેમની પાસે ઔષધ છે કે કેમ એ જોવા માટે તેમની જડતી લેવડાવી. પણ કશું મળ્યું નહિ. ત્યારે રાજાએ તેમને પૂછ્યું, "તમને હાથીનો મંત્ર આવડતો હોવો જોઇએ, નહિ તો હાથી તમારાં શરીર પરથી ચાલવાને ના પાડે એ બને જ કેમ ?"

બોધિસત્ત્વ બોલ્યો, "મહારાજ, અમારો મંત્ર કહીએ, તો આજ સુધી અમે એકનિષ્ઠાથી શીલનું પાલન કરતા આવ્યા છીએ; જાણીબૂજીને અમે કોઈ પણ પ્રાણીનો ઘાત કર્યો નથી; પરસ્ત્રીને અમે મા સમાન માનીએ છીએ; અસત્ય ભાષણ અમે કદીયે કર્યું નથી; અને મદ્યાદિ માદક પદાર્થોથી અમે અલિપ્ત રહ્યા છીએ. આ સિવાય આપની પ્રજાની સેવા યથામતિ કરતા આવ્યા છીએ. અમારા પર એકાએક જ્યારે આ પ્રસંગ આવ્યો ત્યારે મેં મારા મિત્રોને હિંમતથી કહ્યું કે, 'આપણને પકડનાર ગ્રામભોજક પર, મારવાનો હુકમ આપનાર મહારાજ પર અને

મારનારા હાથી પર આપણે બધાએ મૈત્રીની ભાવના રાખવી, કોઈ પણ પ્રકારે દ્વેષનો સ્પર્શ આપણાં મનને થવા ન દેવો.' અમારા આ શીલનો અને મૈત્રીનો પ્રભાવ એ જ અમારો મંત્ર છે."

રાજાએ પોતાના દૂત મોકલીને મઘના ગામની અને આસપાસનાં ગામની ખરી સ્થિતિ શી છે એની ચોકસી કરી ત્યારે તેને જણાયું કે બોધિસત્ત્વ અને એના સાથીઓએ તે પ્રાંતની ઉત્તમ સુધારણા કરી છે; ત્યાંના લોક સુખી હોઇ પરસ્પર અત્યંત પ્રેમથી વર્તે છે; ચોરી, મારામારી ટંટાફિસાદ વગેરે વસ્તુઓ તે પ્રાંતમાં નામશેષ થઈ છે. આ જાણીને રાજાએ ખોટી ફરિયાદ કરનારા પેલા ગ્રામભોજકને પકડીને એકદમ ફાંસી દેવાનો હુકમ આપ્યો અને તેની જગાએ મઘને નીમવામાં આવ્યો. ત્યારે બોધિસત્ત્વ રાજા પાસે ગયો અને ગ્રામભોજકને માફી આપવાની વિનંતી કરી તે બોલ્યો, "મહારાજ, ગ્રામભોજક ન હોત તો અમને આપનાં દર્શનનો યોગ ન મળ્યો હોત. અમારા શીલને અને મૈત્રીને કસોટીએ ચડાવી જોવાની સંધિ એણે મેળવી આપી તેથી તે અમને પ્રિય છે. માટે મહારાજે એને જીવતદાન આપવું એવી અમારી નમ્ર વિનંતી છે."

બોધિસત્ત્વની વિનંતીને માન આપી રાજાએ ગ્રામભોજકને છોડી મૂક્યો.

૨૨

## પંખીઓને પ્રવચન

બાળકોના સહવાસમાં ગાંધીજી જે આનંદ મેળવી શકે છે તેવો ભાગ્યે જ બીજા કોઇના સહવાસમાં મેળવતા હશે. બેંગલોરથી એક મિશન કન્યાશાળાની બાળાઓ અહીં ઉનાળાની રજા ગાળવા આવી હતી. રોજ એકાદ બે રસ્તામાં મળે. એક દિવસ તેમની મુખ્ય શિક્ષિકાએ ગાંધીજીને એક મીઠો કાગળ લખ્યો, અને બાળાઓએ પણ પોતાના કુમળા કાચા અક્ષરોએ એક કાગળ લખ્યો તેમાં જણાવ્યું કે. 'આ ટેકરી ઉપરની હવા, વનસ્પતિ, રૂડાં પંખીઓ વગેરેથી તમને આનંદ થતો હશે. આપની તબિયત અહીં પૂરેપૂરી સુધરે એવી રોજ અમે પ્રાર્થના કરીએ છીએ.' અતિશય પ્રેમથી ભરેલા એ પત્રનો જવાબ વાળતાં

ગાંધીજીએ લખેલું: 'વહાલાં પંખીડાં, તમારો પત્ર એ મને તાકાત આપનારી ઔષધિ થઈ પડયો છે. તમે જરૂર થોડા દિવસ પછી હું વધારે સારો હોઉં ત્યારે આવજો.'

એ મુજબ મિસ રોબિન્સન ૩૦ બાળાઓ સાથે એક સાંજે આવી ગયાં. પચાસ વર્ષથી આ શાળા ચાલે છે. એટલે કે આ રાજ્યનો વહીવટ જ્યારે અંગ્રેજ સરકારના હાથમાં હતો ત્યારના મિશનોએ અહીં પ્રવેશ કરીને શાળાઓ દાખલ કરેલી છે, અને મિસ રોબિન્સન આ ટેકરી ઉપર વીશ વર્ષ થયાં પોતાની કન્યાઓને લઇને આવે છે! કેટલીક વાતો આ શાળાની સંઘરવા જેવી લાગી તેની નોંધ લઉં. કન્યાદીઠ કેટલો ખર્ચ આવે એ વાત ગાંધીજીએ પહેલી પૂછી. ચાળીસ રૂપિયા સાંભળીને ગાંધીજી ચમકયા. પણ બધી યુરોપીય શૈલી, અંગ્રેજીમાં જ તાલીમ, અમેરિકન સ્ત્રીઓ જ શિક્ષકો વગેરે હોય ત્યાં ઓછું ખર્ચ શી રીતે આવે? પણ અહીં ટેકરી ઉપર તેમનું વર્તન તેમને શોભાવે એવું હતું. અહીં જે સસ્તામાં સસ્તું મકાન મળે છે તે એટલે રોજના બે રૂપિયા ભાડાનું એમણે રહેવા માટે લીધું હતું. એટલી નાનકડી જગ્યામાં સૂઈ ન શકે માટે બહાર વૃક્ષકુંજમાં નાની રાવટીઓ નાંખી હતી. મોટી બાળાઓ બધી રાવટીમાં સૂએ, અને દરરોજ બબ્બે બાળાના આખી

રાતની ચોકીના વારા હોય! ચોકી ચોરઓરની નહિ, કારણ અહીં એ ડર નથી જ. પણ સર્પાદિ પ્રાણીઓ જ્યાં ત્યાં હોય છે તે માટે. છોકરીઓએ કેટલાયે સાપ માર્યા છે એમ બહાદુરીથી મિસ રોબિન્સન વાત કરતાં હતાં. બધી બાળાઓ પોતાની રસોઇ પોતે જ કરતી, અને એકાદ નોકર સિવાય તેમને કોઈની મદદ નહોતી. સવાર સાંજ ખૂબ ફરે, બપોરે બે કલાક શાળા ચાલે, સાંજે કંઈક સંગીત અને કવાયત ચાલે, અને રાત્રે બધાં ભેળાં બેસીને વાતો વંચાય તે સાંભળે; આમ ખેલવાની સાથે કામને પણ તેમણે ઠીક ભેળવ્યું હતું. ગાંધીજીએ તો તેમને 'વહાલાં પંખીડાં' એમ કેવળ પ્રેમથી જ સંબોધ્યાં હતાં, પણ તેમનામાંની કેટલીક છોકરીઓએ ટોચ ઉપર પંખીવાળી લાકડી હાથમાં રાખી હતી તે જોઇને અમને સાનંદાશ્ચર્ય થયું. શિક્ષિકાએ ખુલાસો આપ્યો: 'અમે અનેક વિભાગો પાડ્યા છે, અને દરેક વિભાગને હિંદી પંખીઓનાં નામ આપેલાં છે. દરેક બાળા તે તે પંખીના નામથી ઓળખાય છે. અમારી શાળામાં બાળાઓને વ્યક્તિશઃ ઇનામ આપવામાં નથી આવતાં. દરેક મંડળને સ્વચ્છતા, વ્યવસ્થા, અભ્યાસ પ્રમાણે ઇનામ મળે. મંડળો વચ્ચે જ હરીફાઇ થાય છે, અને પરસ્પર સહાયતાના સિદ્ધાન્તનું પાલન થાય છે.'

વાતમાં ને વાતમાં મિસ રોબિન્સને કહ્યું: 'ગાંધીજી, એમને કાંતતાં પણ શીખવીએ છીએ જો!' ગાંધીજીને રાજી કરવા જ કહ્યું હશે, બાપડીએ. પણ કાંતનારે ખાદી પણ પહેરવી જોઈએ એ વાતની તેને શાની ખબર હોય? ગાંધીજીએ કહ્યું: 'હશે જ તો! મને આશ્ચર્ય નથી થતું, કારણ તમારા વડા સ્ટેનલી જોન્સ અમારે ત્યાં આવ્યા હતા ત્યારે મને કહી ગયા હતા કે અમારી શાળાઓમાં કાંતવાનું અને ખાદી પહેરાવવાનું દાખલ કરવાના છીએ. પણ વારુ, ખાદી શું એ કાંઇ તમે જાણો ખરાં કે? શું એ પશુ છે, પંખી છે કે મનુષ્ય છે? શું છે?'

હસતી હસતી બાળાઓ બોલી ઊઠી, 'કપડું.'

'વારુ, પણ કેવું કપડું?'

'જાડું કપડું!'

ગાંધીજી હસ્યા. 'વારુ, એ તો સારું, પણ એને બનાવનારા વિષે તમે કાંઇ જાણો ખરાં?'

'દેશમાં બનેલું.'

'નહિ, એટલું જ નહિ વધારે કહો.' પછી ગાંધીજીએ વ્યાખ્યા આપી.

'વારુ, ખાદી કેમ પહેરવી જોઈએ?'

'કારણ એ સસ્તી મળે છે,' એકે જવાબ આપ્યો.

'નહિ, એ તો ધૂળ જેવું કારણ કહેવાય. આપણે બધું જ સસ્તું મળે તે લઈએ છીએ થોડાં?'

'એ ધોવાય છે સારી રીતે।' બીજો જવાબ આવ્યો.

'નહિ એ કાંઇ બહુ ભારે કારણ નથી. તમે જરા વધારે વિચારો, અને પછી કહો. જોઈએ તમારાંમાં કોણ સૌથી હોશિયાર છોકરી છે? વારૂ, તમે કહેશો આપણો દેશ કેવો છે?'

'સુંદર છે,' એવો કાંઇક જવાબ મળ્યો.

પણ એક ડાહી સરખી છોકરી ધીમે રહીને બોલી, 'ગરીબ.'

'હાં, ત્યારે એવા ગરીબ લોકો આપણે ત્યાં કરોડો છે. એનાં બાળકોને તમારા જેવી શાળામાં જવાનું મળતું નથી. તમારી જેમ ચાળીસ રૂપિયા મહીને ખર્ચવાના એ ક્યાંથી લાવે? એ લોકો તો મજૂરી કરીને પેટ ભરે. કેટલાકને મજૂરી પણ ન મળે. તેવાની પાસે આપણે કંતાવીએ અને વણાવીએ તેમાંથી આ ખાદી બને. એ ખાદી તમે પહેરો તો તેમને તમારા જેવી કેળવણી તો ન જ મળે, પણ તેમનાં બચ્ચાં માટે દૂધ મળે, કોકવાર શાક મળે. તમે એ ચાળીસ રૂપિયા મહીનાની કિંમતની કેળવણી બીજાને નથી મળતી અને તમને જ મળે છે એટલા ખાતર છોડી દો એમ કહેવાની તો મારી હિંમત

